# ગોરક્ષાકલ્પતરુ

[ગાંધીજીકૃત પ્રસ્તાવના સહિત]

લેખક

**દેસાઈ વાલજી ગોવિન્દજી**

धात्र्यः सर्वस्य लोकस्य गावो मातैव सर्वदा ।
अन्नदा विश्वलोकस्य तासां पुत्रा महाबलाः ॥

**અખિલભારત ગોરક્ષામંડળ**
**સાબરમતી**

શિરછત્ર તીર્થસ્વરૂપ માતુશ્રી

સન્તોકબાઈને

ચરણે

गोविन्द द्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय ।
कौरवैः परिभूतां मां किं न जानासि केशव ॥

# પ્રસ્તાવના

નવજીવનના વાંચનાર કેટલાક ગોસેવકોની માગણીથી આ લેખો નવજીવનમાંથી એકઠા કર્યા છે. ભાઈ વાલજી ગોવિંદજી દેસાઈએ નવજીવનનાં પાનાં ભરવા તે નથી લખ્યા, પણ અખિલભારત ગોરક્ષામંડળના મંત્રી તરીકેના પોતાના ધર્મનું પાલન કરવાને અર્થે કરેલા સૂક્ષ્મ અભ્યાસનું તે ફળ છે. ગોરક્ષા કરવાના ખરા ને વ્યવહારૂ ઉપાય કયા છે ને તેનો અમલ કેમ કરી શકાય તે આ લેખો ધ્યાનપૂર્વક વાંચનાર સહેજે સમજી શકે તેમ છે. જ્ઞાન વિનાની ભક્તિ કાગળના ફૂલ જેવી સમજવી. ગોભક્તિ તેમાં અપવાદરૂપે નથી.

સત્યાગ્રહ આશ્રમ, સાબરમતી
ફાગણ વદ ૯, સં. ૧૯૮૪

**મોહનદાસ કરમચંદ ગાંધી**

# અનુક્રમણિકા

## વર્ત્તમાન ચર્ચા

પશુવધ-તેનાં કારણ તથા નિવારણ ઇત્યાદિ

## આદિપર્વ



## પરિશિષ્ટપર્વ

# પશુવધ

# તેનાં કારણ તથા નિવારણ

## ૧

## ચામડાની કહાણી

મુખ્યત્વે કરીને ચામડાને અર્થે પશુવધ થાય છે. ચામડાની પીઠ જેમ તેજ થાય તેમ કતલ વધે. પંજાબ પ્રાંતમાં બોર્ડ ઑફ ઇકોનૉમિક ઇનક્વાયરીએ લાહોરના દૂધ વિષયે પંડિત શિવદત્તકૃત એક સરસ નિબંધ પ્રકટ કર્યો છે, તેમાંથી નીચલો કોઠો ઊતાર્યો છે, જેમાં ગાયના ચામડાના ભાવની તથા ગાયની કતલની તુલના કરી છે:

| વર્ષ | લાહોરમાં ગાયના ચામડાનો જથાબંધ ભાવ | ગાય તથા વાછડાંની કતલ |
|---|---|---|
| ૧૯૧૫ | રૂા. ૩૭ાા | ૬,૯૩૫ |
| ૧૯૧૬ | ૪૦ાા | ૮,૦૨૨ |
| ૧૯૧૭ | આંકડા મળતા નથી | ... |
| ૧૯૧૮ | ૩૬ | ૬,૪૬૫ |
| ૧૯૧૯ | ૩૪ | ૯,૫૦૫ |
| ૧૯૨૦ | ૩૯ | ૭,૯૫૨ |

આ આંકડાનું વિવેચન કરતાં શિવદત્તભાઇ લખે છે:

"એમ જણાય છે કે ગાયના ચામડાના ભાવ તથા ગાયની કતલ વચ્ચે સીધો સંબંધ છે. ૧૯૧૯માં કતલ વધી

એનું કારણ એમ હતું કે અમેરિકન ગાયનાં ચામડાં એ વર્ષે વધારે મોંઘાં હતાં, અને અહીં દુષ્કાળને લીધે ચારાની ભારે અછત થઈ ગઈ હતી, અને ઢોર બહુ જ સોંઘાં થઈ પડ્યાં હતાં."

કતલ થયેલાં ઢોરનાં ચામડાં મોટે ભાગે હિંદુસ્તાનમાં જ કમાવે છે, અને એના બનાવેલ જોડા આપણે આજ પહેરીએ છીએ. એટલે દયાધર્મને માનનાર સર્વ લોકોનું કર્તવ્ય છે કે કેવળ મરેલાં ઢોરનાં ચામડાં કમાવનારાં ચર્માલય (ટૅનરી) સ્થાપવાં, અને ઉપકારી પશુઓના લોહીથી દૂષિત ન થયેલા જોડા પૂરા પાડવા. દયાધર્મી સાહુકારોએ આ ઉદ્યોગ અવશ્ય કરવો ઘટે. મરેલાં ઢોરનાં ચામડાં સચવાય અને વપરાય તો પછી કેવળ ચામડાને જ અર્થે કતલ થાય છે તે તરત બંધ થાય.

ત્યાંથી ચાલતાં, કરોડો રૂપિયાનાં ચામડાં પરદેશ ચડે છે, અને આ નીકાસને 'દયાળુ' અંગ્રેજ સરકારની ઉંધી રાજનીતિ સંપૂર્ણ ટેકો આપે છે. સંયુક્ત પ્રાંતના ઉદ્યોગ અધિકારી મિ૦ સિલ્વર ૧૯૧૨માં ભાષણ કરતાં આ પ્રમાણે બોલ્યા હતા:

"તમે કોઇ દિવસ જોયું છે કે કેવળ કાચો માલ પરદેશ ચડાવનાર વેપારીને સહાયતા કરવાને અર્થે જ રેલવેઓ ભાડાં નક્કી કરે છે? 'રેલવે ગુડ્ઝ ટૅરિફ્ઝ' એ નામનાં માણસને ગૂંચવી નાંખે એવાં થોથાં તમે ઊથલાવો તો જાણો કે દેશના અંતઃપ્રદેશમાંથી સમુદ્રકાંઠે આપણી નીપજમાત્ર લઈ જવાનું ભાડું રેલવેઓ ખાસ ઓછું રાખે છે અને પરિણામે કાચો માલ પરદેશ જાય છે અને પરદેશી ઉદ્યોગને

પોષે છે. વારંવાર એમ બને છે કે રેલવેઓની આ નીતિને પરિણામે આપણે આપણા કાચા માલ ઉપર ઉદ્યોગહુન્નર કરી શકતા નથી; એટલું કામ આપણા મજૂરવર્ગના હાથથી જાય છે, અને ઉદ્યોગથી આર્થિક લાભ થાય તે પણ આપણે લઈ શકતા નથી.”

બાબુ વિક્રમાદિત્યસિંહે કાનપુરમાં ભારતીય હુન્નરઉદ્યોગ કમિશન* આગળ જુબાની આપતાં નીચે પ્રમાણે કહ્યું હતું:

“કાચાં ચામડાં દિલ્લી તથા કાનપુરથી હાવડા લઈ જવાં હોય તો રેલવે અનુક્રમે મણ દીઠ સાડા સાત અને સવા પાંચ આના લ્યે છે. પણ દિલ્લીથી કાનપુર આણવાં હોય તો અંતર માત્ર ૨૭૧ માઇલનું હોવા છતાં મણે પાંચ આના આઠ પાઈ લ્યે છે. દિલ્લી કે કાનપુરથી હાવડા સુધી સો માઇલે નવ પાઈ, પણ દિલ્લીથી કાનપુરની છત્રીશ માઇલે નવ પાઈ થઈ. કાનપુરથી હાવડા ૬૩૩ માઇલ, એનું ભાડું સવા પાંચ આના અને દિલ્લીથી કાનપુર ૨૭૧ માઇલ એના પાંચ આના ને આઠ પાઈ! ચામડાં આપણા દેશમાં જ કમાવાય અને આપણા ભૂખે મરતા લોકોને રોજી મળે એ વસ્તુને અશક્ય કરી મૂકવા માટે કાનપુરથી હાવડા કમાવેલ ચામડું લઈ જવું હોય તો રેલવે મણે એક રૂપિયો લ્યે છે. એટલે કાચું ચામડું કાનપુરથી હાવડા લઈ જવું હોય તો સવા પાંચ આના બેસે ને કમાવેલ ચામડું એટલે જ અંતરે લઈ જવું હોય તો એક રૂપિયો બેસે.”

જે સ્થિતિ ચામડાની છે તે જ અનાજ, રૂ, ઇત્યાદિની પણ છે.

---

* ‘મિનિટ્સ ઑફ એવિડંસ,’ પુસ્તક ૧લું, પાનું ૨૭૧મું.

૧૯૧૯–૨૦ માં આશરે તેર કરોડ રૂપિયાની કિમ્મતનાં ગાયનાં ચામડાં નંગ એક કરોડ અને ચુમાળીશ લાખ, આશરે પોણાબે કરોડની કિમ્મતનાં ભેંસનાં ચામડાં નંગ સોળ લાખ ઉપર, અને નેવું લાખ ઉપરની કિમ્મતનાં વાછડાંનાં ચામડાં નંગ અઠ્ઠાવીશ લાખ ઉપર પરદેશ ચઢ્યાં હતાં. જગતને ચામડાંનો ખપ છે તેનો ત્રીજો ભાગ હતભાગ્ય હિન્દુસ્તાન પૂરો કરે છે એમ કહે છે, અને જગતને ચામડાંની એવી તીવ્ર ભૂખ છે કે તે કેમેય ધરાતું નથી, તથા અનેક પશુઓનો ભોગ લીધા જ કરે છે.

૧૮૯૯–૧૯૦૦ માં એક હંડ્રેડવેઈટ (આશરે પોણા ત્રણ મણ) નીકાસ થતાં ચામડાંનો ભાવ ૪૦ાા રૂપિયા હતો તે વધીને ૧૯૧૩–૧૪ માં ૭૩ાા રૂપિયા થયો. કલકત્તામાં અધમણ ચામડાંનો ભાવ ૧૮૯૭ માં રૂા. ૮–૩–૧ હતો તે ૧૯૦૬ માં રૂા. ૧૬–૦–૧૦ થયો.

## ૨

## લોહીએ રંગેલા જોડા (અ)

ભારતીય હુન્નરઉદ્યોગ કમિશન આગળ બંગાળ તથા મધ્યપ્રાન્તમાં જે પૂરાવો પડયો હતો તેમાંથી કેટલાક ઊતારા નીચે આપ્યા છે. એ ઉપરથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે આપણે પહેરીએ છીએ તે સરસ જોડા, તેમજ જેને હાથમાં રાખી ફૂલણજી થઈને ચટકંતી ચાલે ચાલીએ છીએ તે સુંદર હૅંડબૅગ, તથા જેમાં આપણાં ખાદીનાં કે બીજાં 'આછાં ચીર' સાચવીએ છીએ તે ચામડાના પટારા,—એને પેટી કહીએ તો એનું અપમાન થાય,—આ સર્વ વસ્તુઓ કેવળ નિર્દોષ જ નહિ પણ ઉપકારી પશુઓના રક્તથી દૂષિત હોય છે. મૂઢતાને વશ થઈને ભલે જોયું ન જોયું કરીએ; પણ એક દિવસ પરમેશ્વર આપણને અવશ્ય પૂછશે જ.

(પૃ૦ ૮૫ કલકત્તાની નેશનલ ટૅનરીવાળા દાસબાબુ)

પ્ર૦ તમે કહો છો કે તમે ચામડાં અહીંથી જ ખરીદો છો; એ કામ પણ તમે જ કરો છો?

ઉ૦ હું વખતોવખત કતલખાને જાઉં છું અને ખરીદી કરું છું.

પ્ર૦ તમે ચામડું તૈયાર કરવામાં તેમ ખરીદ કરવામાં પણ કુશળ છો ?

ઉ૦ . . . . . ઢોર હજી જીવતાં હોય ત્યાં ચામડાં ખરીદવાની કલકત્તામાં રીત છે. ઢોરને કતલખાને લઈ જાય છે, ત્યાં હું તેમને જોઈ લઉં છું ને તેમાંથી પસંદ કરીને ચામડાં વેચાતાં રાખું છું. સૂકવેલ ચામડાંમાંથી વીણવાનું કામ વધારે કઠણ છે.

( પૃ૦ ૩૪૨, ડા૦ નીલરતન સરકાર )

ક્રોમ ચામડું કમાવવાને સારું અમારે પ્રથમ પંક્તિનાં ચામડાં જોઇએ; કતલખાનેથી મળે તો એના જેવું એકે નહિ. . . . . . અમારે જોઇએ એવાં ચામડાં કતલખાનેથી નિયમિત રીતે અમને મળતાં રહે એવી વ્યવસ્થા થાય તો અમને બહુ લાભ થાય.

( પૃ૦ ૫૮૭–૮, મધ્યપ્રાંતના ખેતીવાડી અધ્યક્ષ મિ. લેફ્ટવિચ )

પ્ર૦ આ કતલખાનાં મધ્યપ્રાંતમાં વિશેષ છે એમ સાંભળું છું, એને વિષે કાંઇ વધારે વિગત આપશો ?

ઉ૦ આ ઉદ્યોગના મંડાણનું મને ધ્યાન નથી, પણ દુષ્કાળથી તેનો આરંભ થયો એમ કહું તો ખોટું નથી. વખાના માર્યા ખેડુતોએ પુષ્કળ ઢોર વેચ્યાં. કેટલાક ચાલાક મુસલમાનોએ આ તક સાધીને ધંધો ચલાવ્યો, અને એમાં ફાવ્યા એટલે સારા ભાવ આપી શકયા, અને ધંધો પગભર થઈ ગયો. મુખ્ય ઉદ્યોગ ચામડાનો નહિ પણ માંસનો છે. માંસના કટકા કરી સૂકવી લાકડાંના જેવા એના ભારા બનાવે છે ને પછી કલકત્તેથી ચડાવીને રંગુન, મલાયા ને ઠેઠ ચીન સુધી તે મોકલે છે.

(પૃ૦ ૭૩૯, મિ. પીટર્સન)

કલકત્તામાં ચામડાનું કામ કરનારા લોકો મોટે ભાગે કતલખાનાંમાંથી તાજાં ઊતારેલાં ચામડાં આણીને તે કમાવે છે.

(પૃ૦ ૭૬૩–૪ કટકવાળા દાસબાબુ)

પ્ર૦ તમે કેવાં ચામડાં વાપરો છો? તાજાં, સૂકવેલાં કે સોમલ પાયેલાં?

ઉ૦ હું તાજાં ચામડાં વાપરું છું. સોમલ પાયેલાં ચામડાં આ પ્રદેશમાં નથી હોતાં.

પ્ર૦ મીઠું ચડાવેલાં ચામડાં તમે વાપર્યાં છે?

ઉ૦ હા.

પ્ર૦ તે ઠીક કમાવી શકાય છે?

ઉ૦ હા.

પ્ર૦ તાજાં ચામડાં કરતાં આ સૂકેલ ચામડાં કમાવાનું બહુ અઘરું નથી?

ઉ૦ કતલખાનાંનાં તાજાં ચામડાં કમાવવાથી ઉંચી જાતનું નરમ ચામડું બની શકે છે. તડકે સૂકવેલ ચામડાં વાપરવામાં મોટું જોખમ છે; કારણ એને ચૂનામાં નાંખ્યાં કે તરત કોક કોક વાર ત્રણ ચતુર્થાંશ નાશ પામે છે.

## ૩

# લોહીએ રંગેલા જોડા (આ)

ભારતીય જકાત કમિશન આગળ પડેલા પૂરાવામાંથી આ નીચે કેટલાક ઊતારા આપ્યા છે, જેનું વિવેચન બિનજરૂરી છે. જો માંસભોજનમાં દોષ હોય, તો કતલ કરેલાં પશુનાં ચામડાંના જોડા વાપરવામાં તેટલો જ દોષ છે. અને એવા જોડા વાપરનાર તથા માંસાહારી બન્ને પશુવધને સરખું જ ઉત્તેજન આપે છે. મુએલાં જ ઢોરનાં ચામડાંના જોડા લોકોને મળે એવું કરવું અને એ રીતે તેમને પશુવધના પાપના ભાગી થતા બચાવી લેવા એ દયાધર્મી ધનાઢ્યોનો પરમ ધર્મ છે.

(પૃ૦ ૨૫૪, સર લોગી વૉટ્સન્)

સ૦ ચામડાંનું બજાર એટલે સુધી આપણા હાથમાં છે, કે નીકાસ ઉપર ગમે તેટલી જકાત નાંખીએ તોપણ બીજા દેશોને આપણું ચામડું લીધા વિના છૂટકો જ ન થાય?

જ૦ એમ તો નહિ. ૧૯૧૨–૧૯૧૩માં અને લડાઈ પૂર્વે ૧૯૧૪ના આરંભમાં આ દેશમાં ઢોરની કેવળ ચામડાને અર્થે જ કતલ થતી હતી, અને નીકાસ ઉપર પંદર ટકા જકાત હોત તોયે એની પીઠ ઉપર કાંઇ અસર ન થાત.

૧૩૯૯૫



(પૃ૦ ૩૫૩, મિ. એલ. સી. મૌસેલ)

સ૦ તમારે જોઇએ એટલાં ચામડાં મળે છે?

જ૦ ના, ચામડાની ભારે અછત છે, કારણ કતલ નથી પોસાતી.

સ૦ પણ પ્રથમ તો ચામડાને સારું ઢોરોને મારતા હતા?

જ૦ એટલે જ માંસ ઘણું જ સોંઘું હતું.

સ૦ હવે એટલાં ઢોર નથી મારતા?

જ૦ હવે બહુ થોડી કતલ થાય છે, પૈસાદાર લોકને માંસ પૂરું પાડવા જેટલી જ.

(પૃ૦ ૪૪૭, બાબુ ભુવનમોહન દાસ)

ચામડાં હાલ સેળભેળ જથાબંધ વેચાય છે. એટલે હરેક સ્થાનિક ચામડિયાને તે ખરીદવાં પાલવતાં નથી. કારણ જથામાં તેમને જોઇએ તે કરતાં વધુ કટકા હોય અથવા જોઇએ તેવી જાતો ન મળે. પરિણામે જે જૂજ કતલખાનાં છે તેનો તેમને પરાણે આશરો લેવો પડે છે.

(પૃ૦ ૪૫૦)

સ૦ મુએલાં ઢોરનાં ચામડાંમાંથી પહેલા દરજ્જાનું ચામડું કમાવી શકો એમ ધારો છો?

જ૦ નથી ધારતો.

સ૦ એટલા માટે તમારે મારેલાં ઢોરનાં ચામડાં જોઇએ?

જ૦ હા, મારેલાં ઢોરનાં ચામડાં વધુ કિમ્મતી હોય છે, જે મોટે ભાગે મોટાં શહેરો તથા છાવણીઓમાં મળે છે. તેના પૂરા પૈસા ઊપજે છે.

× × ×

જ૦ . . . . નીકાસ ઉપર અંકુશ નહિ એટલે પીઠમાં ચડઊતર બહુ થાય છે. આજ બકરાંનું ચામડું બે રૂપિયે મળે તો કાલે છ રૂપિયા બેસે. આ સ્થિતિમાં મારો ધંધો કેમ ચાલે?

સ૦ નીકાસ ઉપર જકાતં હોય કે ન હોય તોપણ ભાવ ચડઊતર નહિ થયા કરે?

જ૦ જકાત હોય તો બહુ ચડઊતર ન થાય, કારણ બકરાંના ચામડાંના અમેરિકન ગ્રાહકો ભાવ ચડાવતા પહેલાં ખૂબ વિચાર કરે. આ દેશમાં ઘણી વાર માત્ર ચામડાંને અર્થે જ બકરાં મારવામાં આવે છે. ૧૯૧૯માં બકરાંનાં ચામડાંનો ભાવ ચડ્યો ત્યારે પૂર્વ બંગાળામાં બકરાંની ચામડાં ખાતર કતલ ચાલી અને માંસ લોકોએ ઊકરડે ફગવી દીધું. હું પૂર્વ બંગાળનો વતની છું એટલે જાણું. મારી માહિતી પ્રમાણે બકરાંનું માંસ એક આને શેર વેચાતું હતું. આ સ્થિતિમાં હિંદી ચામડિયાઓની ચડતી ક્યાંથી થાય?

સ૦ નીકાસ ઉપરની જકાતથી ભાવની ચડઊતરમાં ફેર કેમ પડે?

જ૦ નીકાસને લીધે જ ચડઊતર થાય છે.

સ૦ નીકાસ તમે સાવ બંધ કરવા ઇચ્છો છો?

જ૦ ના, પરદેશી ગ્રાહકો સેંથકના ભાવ ન ચડાવી મૂકે એટલું જ હું માગું છું, અને નીકાસ ઉપર જકાત નાંખો તો પછી એ લોકો હદમાં રહેશે.

(પૃ૦ ૪૫૩)

સ૦ તમારે ઉંચી જાતનાં ચામડાંનું જ કામ પડે છે?

જ૦ ચામડાં બે પ્રકારનાં થાય છે, ગાય-ભેંશનાં અને બકરાંનાં. બકરાંનાં ચામડાં એંશી ટકા ઉંચી જાતનાં હોય છે. બકરાંમાત્ર કતલ થાય છે, અને તેમને કુદરતી મોતે મરવા દેતા નથી; એટલે બકરાંનાં ચામડાં સઘળાં ઉંચી જાતનાં હોય છે.

(પૃ૦ ૫૧૮ સર નીલરતન સરકાર)

સ૦ હિંદુસ્તાનમાં ચામડાં કમાવવાનો ઉદ્યોગ ખીલે એટલે ચામડાંના ભાવ ચડે, અને વધારે ગાયોની કતલ થાય, ખરું ને?

જ૦ ચામડિયાઓ તરીકે અમે એ જ જોવા માગીએ છીએ.

[ આ ઊતારા જોઈને વાચકોના હૃદયમાં દયાભાવ જાગ્રત્ થાય તો તેઓ અખિલભારત ગોરક્ષામંડળ (સાબરમતી)ના સભાસદ બને, અને વધારે આપી શકે એમ હોય તો કેવળ મરેલાં ઢોરનાં ચામડાં કમાવનારાં ચર્માલયની યોજનામાં યથાશક્તિ ભેટ પણ મોકલે એમ હું ઇચ્છું છું.

મો૦ ક૦ ગાંધી ]

## ૪

# લોહીહાડકાંની કહાણી

પંજાબ પ્રાંતના ખેતીવાડી ખાતાના ઉપરિ મિ. હૅમિલ્ટને ૧૯૧૬માં બોર્ડ ઑફ ઍગ્રિકલ્ચર આગળ ભાષણ કરતાં કહ્યું, "ચામડું, માંસ, હાડકાં, લોહી અને ચરબીના ભાવ વધ્યે જ જાય છે, એટલે દિવસે દિવસે મરેલ ભેંશનું મૂલ્ય જીવતી ભેંશના મૂલ્ય બરાબર થતું જાય છે."

ગૂજરીમાં પાંત્રીશ રૂપિયામાં વેચાતી લીધેલ બે ભેંશની કતલથી કેટલો નફો થાય એના આંકડા વિઝાગાપટ્ટમના એક માલાએ મિ. સૅમ્પસનને આપ્યા હતા તે નીચે ઊતાર્યાં છેઃ

| | | | |
|---|---|---|---|
| | રૂ.આ.પા. | | રૂ.આ.પા. |
| ચામડાં નંગ બે | ૧૬–૦–૦ | થી | ૨૦–૦–૦ |
| ચરબી ૩ થી ૪ મણ (સ્થાનિક), મણના રૂ. ૫ લેખે | ૧૫–૦–૦ | થી | ૨૦–૦–૦ |
| શીંગડાં અધમણ (સ્થાનિક) | ૨–૦–૦ | થી | ૨–૮–૦ |
| હાડકાં | ૦–૪–૦ | થી | ૦–૮–૦ |
| | ૩૩–૪–૦ | થી | ૪૩–૦–૦ |

મિ. સૅમ્પસન્ કહે છે, "આ ઉપરાંત માંસના પૈસા ઊપજે તે નોખા."

બીજાં સર્વ કારણો કરતાં ચામડાની પીઠનો કતલ ઉપર વધારે પ્રભાવ પડે છે. એનાથી ઊતરતો પ્રભાવ સૂકવેલું માંસ (જેને બિલ્ટૉંગ કહે છે તે), ચરબી, હાડકાં, લોહી ઇત્યાદિ વસ્તુઓના ભાવનો છે.

કતલખાનાંમાં લોહીને ઊકાળીને એની ભૂકી બનાવે છે તેનું આસામમાં તથા બીજે ચા અને મુંદદાણાના ખેતરમાં ખાતર નાંખે છે, અને ત્યાં વપરાતાં વધે તે પરદેશ ચડે છે. ૧૯૨૨માં ૨,૨૪૦ ખાંડી લોહીની ભૂકી લંકા ગઈ હતી. લોહીની ભૂકી યુરોપ પણ જાય છે અને ત્યાં આલ્બ્યુમેન, ખાતરો તથા પોટેશ્યમ સાયનાઇડ્ની બનાવટમાં વપરાય છે.

પશુના પગને ઊકાળીને તેલ કાઢે છે અને તે ઘડિયાળોને તથા સંચાને લગાડે છે.

ચામડાના કટકાબટકા, જૂના જોડા, હાડકાં, આંતરડાં ઇત્યાદિમાંથી સરેસ બનાવે છે.

શીંગડાંમાંથી દાંતિયા, બોરિયાં, લાકડી, છરી અને છત્રીના હાથા, પ્યાલા, ભાતભાતના ચમચા, બજરની ડાબલી વગેરે બને છે. શીંગડાંનાં કારખાનાંમાં છોલ પડે તેનું ખાતર થાય છે. ૧૯૧૨-૧૩માં આશરે પચીશ લાખ રૂપિયાની કિમ્મતનાં હાડકાં ખાંડી ૧૪,૦૦૦ પરદેશ ચડ્યાં હતાં. મિ. (હવે સર) અતુલ ચેટરજીએ સંયુક્તપ્રાંતોના હુન્નરઉદ્યોગ વિષયે પુસ્તક લખ્યું છે એમાં કહે છે, "કાંકસી બનાવવામાં ભેંશનું જ શીંગડું વાપરે છે, ગાયનું શીંગડું કઠણ ગણાય છે એટલે નથી વાપરતા. કતલખાનાવાળા ખાટકી પાસેથી શીંગડું આણે છે.

એની અણીઓ કાપી નાંખે છે, અને આ અણીઓ યુરોપ પહોંચે છે, જ્યાં તેમાંથી છરી તથા છત્રીના હાથા, બોરિયાં, અને ચાબુકનાં ટોબકાં બનાવે છે." "જર્મનીમાં પોતપોતાના ઘરમાં સાદાં હથિયાર વડે કામ કરતા કારીગરો શીંગડાંમાંથી કાગળ કાપવાની છરી, ચમચા, દાંતિયા, ત્રાજવાં, જોડા ઘાલવાની જીભી તથા હાથલી બનાવે છે. શીંગડાંની એક કણીયે નાંખી દેતા નથી. બીજા એકે કામમાં ન આવે એવો કચરો હોય તેનું ખાતર બનાવે છે." (આલ્મા લતીફીકૃત ઇંડસ્ટ્રિયલ પંજાબ પૃ૦ ૧૨૩–૪)

ખરીમાંથી પણ બોરિયાં, છરીચાકાંના હાથા ઇત્યાદિ બનાવે છે અને ખાતરેય કરે છે.

હાડકાંમાંથી બોરિયાં વગેરે તો થાય જ છે. તે ઉપરાંત એમાં ૫૦ ટકા ફૉસ્ફેટ, ૧૨ ટકા ચરબી અને ૨૫ ટકા સરેસની જાતના પદાર્થ હોય છે, એટલે ફૉસ્ફેટનું કૃત્રિમ ખાતર કરે છે, ચરબીમાંથી સાબુ, મીણબત્તી તથા ગ્લીસરીન બનાવે છે, અને સરેસ–જાતીય પદાર્થમાંથી જીલેટિન અને ગ્લૂ બનાવે છે. જીલેટિન મુરબ્બા કરવામાં અને દવાની ગોળીઓ એક બીજી સાથે ચોટી ન જાય અને સ્વાદરહિત થાય એટલા માટે એના ઉપર લગાડવામાં વપરાય છે. ગ્લૂ વડે કાપડની પવાયત કરે છે અને છાપખાનાંના રોલર બનાવે છે. હાડકાં દળીને એની ભૂકીનું ખાતર કરે છે. હાડકાનું શોધન કરવાથી ૬૧ ટકા હાડકાંના કોયલા નીકળે છે જે ભારે રંગનાશક છે, અને જેને કાચી ખાંડને શુદ્ધ કરવામાં વાપરે છે; ૬ ટકા હાડકાંનો ડામર મેળવે છે, જેના ઉપર ફરી રાસાયણિક ક્રિયા કરીને પ્રવાહી અગ્નિ (લિક્વિડ્ ફ્યુઅલ) દાખલ વપરાતું હાડકાનું તેલ,

અને કાળો વાર્નિશ બનાવવામાં વપરાતો હાડકાંનો તાર કાઢે છે; ૨૦ ટકા હાડકાંનો વાયુ નીકળે છે, જે યંત્ર ચલાવવામાં કામ આવે છે, અને ૧૩ ટકા ઍમોનિએકલ્ લિકર કાઢે છે, જેમાંથી ઍમોનિયમ્ સલ્ફેટ નામનું ખાતર મેળવે છે.

૧૯૨૧માં બ્રિટિશ હિન્દુસ્તાનમાં ૧૯ હાડકાં દળવાની મિલ હતી; ૪ મુંબઈ પ્રાન્તમાં, ૮ બંગાળામાં, ૩ મદ્રાસમાં, ૨ મધ્યપ્રાન્તમાં અને બ્રહ્મદેશ તથા સંયુક્તપ્રાન્તમાં એક એક. ૧૯૨૧–૨૨માં નીચે પ્રમાણે નીકાસ થઈ હતી:

| | ખાંડી |
|---|---|
| કચરેલાં હાડકાં | ૧,૦૮,૯૭૬ |
| આખાં હાડકાં | ૫૮૫ |
| હાડકાંની ભૂકી | ૧,૩૯,૬૫૩ |
| | ૨,૪૯,૨૧૪ |

આની કિમ્મત રૂપિયા ૯૨ લાખ ઉપર હતી. ૧૯૧૨–૧૩માં ૩,૦૮,૬૧૯ ખાંડી હાડકાંની નીકાસ થઈ હતી. "પશુઓનાં પગનાં નળાનાં હાડકાં છરીચાકાંના હાથા બનાવવા માટે ઇંગ્લંડ જાય છે, જ્યાં એના ટન (૫૬ મણ) દીઠ ૪૦ પાઉંડ (૬૦૦ રૂપિયા) ઊપજે છે. જાંઘનાં હાડકાં ભારે કિમ્મતી છે, ટન દીઠ ૮૦ પાઉંડ(૧૨૦૦ રૂપિયા)ને ભાવે વેચાય છે અને એમાંથી દાતણની પીંછીના હાથા બનાવે છે. આગલા પગનાં હાડકાંનો ભાવ ટનના ૩૦ પાઉંડ છે ને એમાંથી કાંઠલાનાં બોરિયાં છત્રીના હાથા તથા ઘરેણાં બનાવે છે. છત્રીના હાથા મોટે ભાગે ઘેટાંના પગમાંથી થાય છે. (શોર્ટકૃત મૅન્યુઅલ ઑફ કૅટલ્ ઍંડ શીપ, પૃ૦ ૫)

## ૫

# ચરબીની કહાણી

આગલા અધ્યાયોમાં ચામડાં, લોહી, શીંગડાં, હાડકાં ઇત્યાદિ વસ્તુઓનો વિચાર કર્યો. ચરબીનો ઉપયોગ તથા દુરુપયોગ એટલા મહત્ત્વનાં છે કે એની ચર્ચા આવગા અધ્યાયમાં કરવી ઘટે છે, જેને અન્તે સૂકવેલ માંસના વેપાર ઉપર સહજ નજર કરી લેશું.

ચરબીમાંથી સાબુ, મીણબત્તી અને ગ્લીસરીન બને છે. નીતિહીન વેપારીઓ સારી ચરબીનો ઘીમાં ભેગ કરે છે. હલકી ચરબીનાં ગાડેગાડાં કાપડ વણવાની મિલોમાં પવાયતના કામમાં ખપે છે. થોડાક મિલમાલેકો ચરબીને ઠેકાણે નિર્દોષ વસ્તુઓ વાપરે છે એનું અનુકરણ જૈન, વૈષ્ણવ, હિંદુનામધારી એકેએક મિલમાલેક કરશે એટલીગે આશા આપણે એની ન કરીએ? ૧૯૧૩-૧૪માં ટૅલો, સ્ટીયરિન વગેરે પદાર્થો ૨,૬૦,૦૦૦ રૂપિયાની કિમ્મતના ખાંડી ૧,૪૦૦ પરદેશ ચડ્યા હતા.

પંજાબ સરકારે ૧૯૧૦ માં એ પ્રાન્તનાં ઢોર તથા દૂધના ધંધા વિષયે એક હેવાલ પ્રકટ કર્યો હતો, જેમાં લખ્યું છે કે, "ઘીમાં બહુ ભેગ થાય છે, અને દિલ્લીને પડખે કેટલેક સ્થળે ઘીમાં ચરબી તથા બીજા પદાર્થ ભેળવવાનો ને પછી એને બંગાળા મોકલવાનો નિયમિત ધંધો ચાલે છે."

મદ્રાસ પ્રાન્તનાં ઢોર વિષયે મિ. સૅમ્પ્સને હેવાલ લખ્યો છે, તેમાં તે કહે છેઃ "સામાન્ય રીતે એમ કહેવાય છે કે નાનો વેપારી ઘી ભેળું કરે તેના ચારમાંથી છ ડબા બનાવે છે. આને સારું તે ઘીમાં કસુંબીનું તેલ અથવા પશુઓની ચરબી ભેળવે છે. વેપારી આ ચરબી માલા લોકો પાસેથી આણે છે, જેઓએ ઢોરનાં મડદામાંથી તે ગાળી કાઢી હોય છે. એમ કહે છે કે ઘીનો જેટલી વાર હાથબદલો થાય એટલી વાર ચાર ડબામાંથી છ ડબા થાય છે, અને આમ છે તો પછી ચોકખા ઘીની વાત નીકળતાં આખા પ્રાન્તના લોકો કડવી ફરિયાદ કરે એમાં કાંઇ આશ્ચર્ય નહિ. એકેએક જિલ્લામાંથી ઘીના ભેગ તથા મોંઘવારીની ફરિયાદ આવે છે . . . . સાઉથ ઇંડિયન રેલવેના જનરલ ટ્રાફિક મેનેજર મહેરબાની કરીને તે રેલવે ઉપર બધે તપાસ કરાવીને કહે છે કે લગભગ આખી લાઇન ઉપર થોડી થોડી પશુઓની ચરબી પ્રસંગવશાત્ એક ગામથી બીજે ગામ જાય છે, અને ચામડાં કેળવવા ઇત્યાદિમાં પણ તે વપરાય છે, તોપણ એનો એક ઉપયોગ ઘીમાં ભેગ કરવામાં થાય છે એમ કહે છે. તેનો ભાવ નોખા નોખા ભાગોમાં શેરે ૨ આના ૧૦ પાઈથી ૫ આના સુધી હોય છે. દૂધનો ખપ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ ઘીમાં વધારે ને વધારે

ભેગ થવાનો જ. એક વિસ (૩ શેર ને નવટાંક) ઘી બનાવવા માટે જેટલું ગાયનું દૂધ જોઇએ એટલું તાજું વેચી નાંખે તો એના ૭ા રૂપિયા ઊપજે; એટલા દૂધનું માખણ બનાવે તો છાશ ઉપરાંત ૫ાાા- રૂપિયાની કિમ્મતનું માખણ મળે, અને આજ બધે ઘીના આકરા ભાવની ફરિયાદ થાય છે ત્યારે પણ એક વિસ ઘીનું ૨ાા રૂપિયાથી વધારે બેસતું નથી.

"ઘી બનાવનારા જિલ્લાઓમાં સારું ઘી હજી પુષ્કળ મળે છે, પણ વેપારની વર્તમાન દશામાં તે મોટાં બજારોમાં પહોંચવા પામતું નથી, અને સારા તથા નબળા ઘીનો ભાવ લગભગ સરખો હોય છે તે જોતાં આમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. ખપજોગું ઘી પૂરું પાડવું હોય તો ઘીમાં ભેગ અનિવાર્ય છે, અને બધા લોકો આટલી વાત સમજી જાય તો બહુ સારું, કેમકે તો પછી સહકારી મંડળો અને એવી બીજી સંસ્થાઓ આજ ઘીમાં કોઇ જાતના નિયમ વિના અનેક ગંદી ચીજ ભેળવાય છે તેને ઠેકાણે ચોકખા ઘી તથા કાંઇક હિતકારી વનસ્પતિનાં તેલનું મિશ્રણ કરીને વેચવાની વ્યવસ્થા કરી શકે."

આપણા પૂર્વજો ઘીને આયુષની ઉપમા આપતા (आयुर्वै घृतम्।) અને ઘીદૂધનો પ્રશ્ન આપણે અહીં જીવનમરણનો પ્રશ્ન છે, એટલે સુજ્ઞ વાચકને વિનંતિ છે કે ડા૦ નાયરે ૧૯૧૨માં મદ્રાસમાં ભરાયેલી બીજી અખિલભારત આરોગ્ય પરિષદ્ આગળ વાંચેલા 'ખાદ્ય પદાર્થોમાં ભેગ' વિષયેના નિબંધમાંથી આ નીચે ઊતારા આપ્યા છે તે ધીરજ રાખીને વાંચી જાય:

"શહેરમાં સંખ્યાબંધ ફેરિયા ભેગવાળા ઘીનો વેપાર કરે છે. તેઓ હમેશાં માથા ઉપર એક દોણામાં ભેગવાળું ઘી રાખે છે અને સાથે સાથે હાથમાં કલઇના ડબલામાં વાનકી દાખલ દેખાડવાનું થોડુંક ચોકખું ઘી રાખે છે, અને આવી રીતે લોકોને છેતરે છે. સામાન્ય રીતે ૧૦ તથા ૩ની વચ્ચે પુરુષવર્ગ ઘેર ન હોય ત્યારે તેઓ દેખા દે છે. . . . .

"મુખ્યત્વે કરીને ચરબી, મગફળી અથવા કસુંબીનું તેલ, કેળાં અને બટેટાંનો ભેગ કરે છે.

"કડપામાં તથા એની અડખેપડખે રહેનારા ચમાર ઢોરને અને વિશેષે કરીને ભેંશને મારીને એની ચરબી વેપારીઓને વેચાતી આપે છે. ચમારને આમાં ઘણો નફો રહે છે. ૪૦ રૂપિયાનું ઢોર લીધું હોય તો તેની ચરબી, ચામડું ઇત્યાદિ વેચીને તે ૫૦ રૂપિયા કમાય છે એટલે લોકો પશુને કતલ કરવાને અને વેપારીને ચરબી પૂરી પાડવાને સદાય તત્પર જ હોય છે. એક ભેંશમાંથી ત્રણ ડબા ચરબી નીકળે એમ કહેવાય છે. આમ ચમાર પાસેથી ચરબી લઇને વેપારી તેને પોતાની દુકાનમાં ઘીના ડબાની બાજુમાં સંઘરે છે. મ્યુનિસિપાલિટીના ખોરાકી તપાસનાર અધિકારી તાડ-પત્રી, કમલાપુરમ્ ઇત્યાદિ ઠેકાણે ઘીની દુકાનોમાં ચરબીના ડબા જોયાના સમાચાર આપે છે. કડપા જિલ્લામાં જ્યાં જ્યાં ઘી બને છે ત્યાં ત્યાં ખાટકીની દુકાનો અથવા ચામડાની વખારો હોય છે, જ્યાંથી વેપારીને જોઇએ ત્યારે ચરબી મળતી રહે છે.

"કડપામાં બે જાતનું ઘી મળે છેઃ એક પાતળું ને બીજું ઘાટું. પહેલી જાતના ડબામાં ઉપલો ભાગ પ્રવાહી અને

નીચલો જામેલ હોય છે. પ્રવાહી તે કસુંબીનું તેલ હોય છે, અને જામેલ ભાગમાં ચરબી અને ઘીનું મિશ્રણ હોય છે. એટલે એકેએક દુકાનમાં ઘી જોવા માગીએ એટલે વેપારી ડબામાં કડછો ફેરવશે અને નીચેથી થીજેલ ઘી કાઢીને બતાવશે. બીજી જાતના ઘીમાં ચરબી અને ઘીનું મિશ્રણ જ હોય છે. પહેલી જાતનું બીજી જાતના કરતાં મોંઘું મળે છે, કેમકે તેમાં ચરબી ઓછી ને ઘી વધારે હોય છે."

સર જૉન વુડ્રૉફ કલકત્તાની એક ગોરક્ષાની સંસ્થાના પ્રમુખ હતા ત્યારે તેણે ઇસ્ટ ઇંડિયન રેલવેના એજન્ટને ખર્ચના ૧૦૦ રૂપિયા આપીને ઠેકઠેકાણેથી હાવડા સ્ટેશને આવતા સૂકવેલ માંસના આંકડા મેળવ્યા હતા. ૧૯૧૭માં ૧,૫૦,૦૦૦ બંગાળી મણ, ૧૯૧૯માં ૧,૭૫,૦૦૦ મણ અને ૧૯૨૦માં ૨,૦૦,૦૦૦ મણ સૂકવેલ માંસ હાવડા આવ્યું હતું. બે ઢોરની કતલથી એક મણ સૂકવેલ માંસ મળે એ લેખે ૨,૦૦,૦૦૦ મણ માંસને અર્થે ૪,૦૦,૦૦૦ ઢોરની કતલ થઈ હોવી જોઇએ. બ્રહ્મદેશના જકાત ખાતાના અધિકારી પાસેથી કલકત્તાની એક બીજી ગોરક્ષણ સંસ્થાએ નીચે પ્રમાણે હંડ્રેડવેઇટ (બંગાળી ૫૬ શેર)માં આંકડા મેળવ્યા હતા.

| ૧૯૧૭–૧૮ | ૧૯૧૮–૧૯ | ૧૯૧૯–૨૦ |
|---|---|---|
| ૧,૧૯,૩૫૨ | ૧,૫૨,૧૮૫ | ૧,૫૭,૦૬૧ |

૧,૫૦,૦૦૦ હંડ્રેડવેઇટ=૨,૧૦,૦૦૦ બંગાળી મણ. સૂકવેલ માંસને અર્થે વર્ષે વર્ષે ૪૫ લાખ ઢોરની કતલ થાય છે એમ કહે છે. ૧૯૧૫–૧૬માં સાડાબાવીશ લાખ રૂપિયાની કિમ્મતનું સૂકવેલ માંસ હિંદુસ્તાનથી બ્રહ્મદેશ ગયું હતું.

૧૯૨૨-૨૩, ૧૯૨૩-૨૪ તથા ૧૯૨૪-૨૫ માં હિન્દુસ્તાનથી સૂકવેલ માંસ બ્રહ્મદેશ ગયું એનો કોઠો સર હૅરૉલ્ડ મૅનની માયાથી મળ્યો છે તે આ નીચે આપ્યો છે:

| | ૧૯૨૨-૨૩ | | ૧૯૨૩-૨૪ | |
|---|---|---|---|---|
| ક્યાંથી | તોલ હંડ્રેડવેઇટ | કિમ્મત રૂપિયા | તોલ હંડ્રેડવેઇટ | કિમ્મત રૂપિયા |
| કલકત્તા વગેરે | ૭૧,૬૭૩ | ૧૮,૮૯,૨૩૬ | ૮૦,૬૦૩ | ૧૭,૪૭,૭૯૮ |
| મુંબઇ | ૧,૧૦૬ | ૩૬,૪૭૦ | ૨,૮૭૦ | ૮૫,૫૨૨ |
| | ૭૨,૭૭૯ | ૧૯,૨૫,૭૦૬ | ૮૩,૪૭૩ | ૧૮,૩૩,૩૨૦ |

| | ૧૯૨૪-૨૫ | |
|---|---|---|
| કલકત્તા વગેરે | ૯૩,૪૫૭ | ૧૮,૫૪,૭૬૦ |
| મુંબઇ | ૩,૨૫૮ | ૮૦,૫૭૦ |
| | ૯૬,૭૧૫ | ૧૯,૩૫,૩૩૦ |

૬

## બંગાળામાં પશુવધ

પશુવધના સામાન્ય અર્થશાસ્ત્રનો આપણે અહીં લગી વિચાર કર્યો છે. બીજી રીતે લોકોને જાણવા ન મળે એવા બંગાળામાં ચાલતા પશુવધના આંકડા વગેરે સરકારી હેવાલ ઉપરથી ઊતારીને આપણા વિષયનું આ અંગ આપણે સંકેલી લેશું.

વર્ષે વર્ષે બંગાળામાં કતલ થતાં જનાવરોના એકંદર આંકડા આશરે નીચે પ્રમાણે છે:

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|
| ગાયબળદ | ભેંશ | બકરાં | ઘેટાં | ભુંડ |
| ૨,૮૩,૩૧૪ | ૧૮,૮૦૦ | ૫,૬૭,૫૩૮ | ૧,૬૨,૩૩૯ | ૩૨,૦૬૬ |

### (૧) રાજશાહી જિલ્લો

રાજશાહી શહેરમાં ત્રણ કતલખાનાં છે. ગોવધ ૨,૦૦૦; બકરાં ૧૦,૦૦૦. આ ઉપરાંત વિશેષે કરીને બકરી ઈદ જેવા તહેવારો ઉપર ગામેગામે પશુવધ થાય છે.

### (૨) પાબના જિલ્લો

સીરાજગંજ તથા પાબના શહેરમાં કતલખાનાં છે. આંકડા મળતા નથી.

## ( ૩ ) યશોહર જિલ્લો

યશોહરમાં એક કતલખાનું છે, ત્યાં ૨૧૨ ગાયબળદ અને ૪૦૦ બકરાંનો વધ થાય છે. ગામડાંના આંકડા નથી.

## (૪) મિદનાપુર જિલ્લો

મિદનાપુર, ખડગપુર તથા તામલુકમાં કતલખાનાં છે. એકંદર વધઃ ગાયબળદ ૪,૦૦૦; ભેંશ ૨,૩૪૦; મેંઢાં ૯,૧૨૫; બકરાં ૩૦,૨૦૦.

## ( ૫ ) બાંકુડા જિલ્લો

નિયમિત કતલખાનું નથી. એટલે આંકડા મળ્યા નથી.

## ( ૬ ) ખુલના જિલ્લો

કતલખાનું નથી. બકરી ઈદ જેવે પ્રસંગે જ ગોવધ થાય છે, અને બકરાંનો ગામડે ગામડે હિન્દુ 'ભોગ' ને મુસલમાન 'કુરબાની' આપે છે. આશરે ૫,૭૩૦ બકરાં કતલ થાય છે.

કલકત્તાની ગ્રેહમ કંપની હાડકાં, ખરી, શીંગડાં ભેળાં કરવા મોચીને મોકલે છે, અને તેમને મણે રૂા. ૧ાા~ લેખે આપે છે. કાલીગંજમાં પ્રથમ શીંગડાં તથા ખરીમાંથી રમકડાં બનાવતા, પણ હવે તે ઉદ્યોગ મૃતપ્રાય દશામાં છે.

## ( ૭ ) કલકત્તા

પાંચ કતલખાનાં છેઃ ( ૧ ) ટાંગડા, ( ૨ ) 'હિન્દુ', ( ૩ ) લૅન્સડાઉન, ( ૪ ) હાલસી બાગાન. એકંદર કતલઃ ગાયબળદ, ૧,૧૧,૧૫૧; ભેંશ ૭,૨૮૬; વાછડાં ૧૦,૫૨૮; બકરાં ૨,૦૭,૯૪૦; મેંઢાં ૧,૦૪,૧૭૭. ૧૬,૩૦૮ ભુંડનું વધસ્થાન ( ૫ ) નોખું છે.

કલકત્તા મ્યુનિસિપલ કાયદા અનુસાર, કોઇનું ઢોર મરી જાય તો મર્યા પછી ત્રણ કલાકની અંદર એનું શબ ધાપ્પા પહોંચાડવું જોઇએ. ધાપ્પા આવતાં શબ ઉપરથી ચામડું ઊતારવાની તથા બીજી ક્રિયાને અર્થે મેસર્સ શૉ વૉલેસ ઍન્ડ કંપનીએ સંપૂર્ણ સરંજામ ઊભો કરેલ છે. હાડકાંમાંથી તેલ કાઢી લ્યે છે અને પછી તેને ખાંડ ધોવાનાં કારખાનાંમાં તથા ચાના બગીચામાં મોકલી દે છે. હૉગ માર્કેટમાંથી હાડકાં ઊપાડવાનો ઇજારો મ્યુનિસિપાલિટી તરફથી મેસર્સ કાલૅન્ડર ઍંડ કંપનીને મળેલ છે. ખરી અને શીંગડાંના પણ ઇજારદાર હોય છે; શીંગડાં મોટે ભાગે કટકમાં સોનેરી રૂપેરી તારના કામમાં વપરાય છે, અને ખરી શૉ વૉલેસ ઍન્ડ કંપનીને ધાપ્પાવાળે કારખાને જાય છે. કતલખાનાંમાંથી આંતરડાં લેવાનો ઇજારો એ. મેયરે રાખ્યો છે, અને લોહી કાલૅન્ડર ઍંન્ડ કંપની લઇ જાય છે ને તેને ઊકાળીને ભૂકી બનાવે છે.

## ( ૮ ) ચટ્ટગ્રામનો ડુંગરી પ્રદેશ

લોકો બૌદ્ધ છે, એટલે પશુવધ ક્વચિત્ થાય છે. લોકો પશુનાં શબને અડવામાંય બાધ ગણે છે. નિયમિત કતલખાનું નથી. આંકડા નથી મળતા.

## ( ૯ ) બાંકુડા જિલ્લો

બાંકુડા શહેરમાં અને વિષ્ણુપુરમાં કતલખાનાં છે, ત્યાં અનુક્રમે રોજ ૨–૪ ઢોર અને ૨–૩ બકરાંની કતલ થાય છે. એકંદર કતલઃ ગાયબળદ ૧,૦૧૫; ભેંશ ૧૫૦; બકરાં ૫,૮૦૦; ઘેટાં ૧૨૫. બાંકુડામાં શીંગડામાંથી કાંકસી બનાવવાનો ઉદ્યોગ કાંઇક ચાલે છે.

### ( ૧૦ ) માલ્ડા જિલ્લો

હાટખોલાની અંગ્રેજી બજારમાં બે કતલખાનાં છે, ત્યાં ૨,૦૦૦ બકરાં અને ૧૦૦ ગાયની કતલ થાય છે. બીજી ચાર જગ્યાએ મળીને બીજી એટલી જ સંખ્યા કપાય છે.

### ( ૧૧ ) ચટ્ટગ્રામ જિલ્લો

તેર કતલખાનાં છે. એકંદર કતલઃ ગાયબળદ ૨૧,૧૫૨; ભેંશ ૫૦; બકરાં ૧૪,૬૦૦. રાવઝાનમાં ગોવધ ૬,૦૦૦. ફાટિકચડી અને સાતકાનિયામાં આશરે ત્રણ ત્રણ હજાર. કોકસ બજારમાં ૨,૦૦૦. સદર તથા પાટિયામાં ૧૫૦૦–૧૫૦૦. રણગુણિયા તથા વાંસખલીમાં હજાર હજાર. બવાલખલી અને અનવારામાં ૬૦૦–૬૦૦. સીતાકુંડ, મીરેરસરાઇ તથા હાટાજડીમાં અનુક્રમે ૩૦૦, ૩૫૦ અને ૧૨૦. હિંદુના 'ભોગ' અને મુસલમાનની 'કુરબાની'નો આ મેળમાં સમાવેશ નથી.

### (૧૨) મુર્શિદાબાદ જિલ્લો

પાંચ કતલખાનાં છે. એકંદર કતલઃ ગાયબળદ ૮,૩૦૦; બકરાં ૭,૭૦૦. સાલારમાં ગોવધ ૪,૦૦૦; મુર્શિદાબાદમાં ૧,૮૦૦; બરહામપુર તથા ભરતપુરમાં હજાર હજાર; તાલિબ-પુરમાં ૫૦૦. બન્નેશ્વરના મન્દિરમાં ૩૦૦ બકરાંની કતલ થઈ હતી. કતલખાનાના મેળમાં દેવાલયને ગણાવવું પડે એ કળિયુગનું કૌતુક છે.

બીરભૂમથી ફરતા ફરનારી એક જાત આવે છે, તે શીંગડાંમાંથી કાંકસી તથા એક જાતનો સરેસ બનાવે છે.

### ( ૧૩ ) બાકરગંજ જિલ્લો

નિયમિત કતલખાનું નથી. ગોવધ ૧૨,૦૦૦; ભેંશ ૪૦૦; બકરાં ૨૬,૦૦૦.

### ( ૧૪ ) માઇમેનસિંહ જિલ્લો

મ્યુનિસિપલ તથા સાંઝીહરાનું એમ બે કતલખાનાં છે. ગોવધ ૪૦૦; બકરાં ૩૬,૦૦૦. વાજિંત્રના તાર બનાવવામાં કાંઇક આંતરડાં વપરાય છે.

### ( ૧૫ ) દિનાજપુર જિલ્લો

દિનાજપુર શહેરના કતલખાનામાં ૧,૮૦૦ બકરાંનો વધ થયો હતો. બાકી આંકડા નથી.

### ( ૧૬ ) દાર્જીલિંગ જિલ્લો

એકંદર કતલઃ ગાયબળદ ૧૩,૦૩૪; ભેંશ ૨,૯૯૮; બકરાં ૩,૭૬૯; ઘેટાં ૩,૦૦૦; ભુંડ ૬,૪૦૮. સદરમાં ૭,૫૧૦ બળદની કતલ થાય છે, કર્સિયોંગમાં ૩,૨૨૫; કાલિમ્પોંગમાં ૧,૫૪૯; સિલિગુડીમાં ૭૫૦.

દાર્જીલિંગમાં હાડકાંની બહુ છત હોવાથી ત્યાંની મ્યુનિસિપાલીટીએ હાડકાંનો ભૂકો કરવાનું કારખાનું કરેલું છે. ચેપી રોગથી ન મુઆં હોય તેવાં મરેલાં ઢોરનું માંસ ભુટિયા અને લેપચા લોકો ખાય છે.

### ( ૧૭ ) વર્દ્ધમાન જિલ્લો

એકંદર કતલઃ ગાયબળદ ૨૩,૨૮૫; બકરાં ૩૦,૦૦૦; ઘેટાં ૨૭,૬૧૮. આસનસોલમાં ૧૧,૭૬૫ ગાયબળદની કતલ થાય છે; સદરમાં ૮,૪૦૦; કટવા ૨૫૦૦; કલના ૬૨૦.

### ( ૧૮ ) હાવડા જિલ્લો

કુલ ૧૩ કતલખાનાં છે. એકંદર કતલઃ ગાય ૩,૦૫૦, ભેંશ ૪૦૦; બકરાં ૩૦,૫૧૦, અને ઘેટાં ૪,૫૫૦. શહેરના કસાઇખાનામાં ૧,૬૦૦ ગાયો કપાય છે; બાંટ્રામાં ૭૫૦; મુનશીરહાટ ૪૦૦; પંચાલા ૨૦૦ અને હકોલા ૧૦૦.

( ૧૯ ) ફરીદપુર જિલ્લો

રીતસર ચાલતું કતલખાનું નથી. બકરાં ૮,૦૦૦ કપાય છે.

( ૨૦ ) હુગલી જિલ્લો

કતલખાનાં: પાંડુઆમાં, બોઇંચીમાં અને હુગલી-ચિનસુરા મ્યુનિસિપાલીટીનું. એકંદર કતલ: ગાયબળદ ૭,૮૬૪ (સદર ૪,૫૦૦; સીરામપુર ૩,૩૬૪). બકરાં ૩૦,૦૦૦. મેંઢાં ૧૨,૩૯૨.

( ૨૧ ) નડિયા જિલ્લો

એકંદર કતલ: ગાયબળદ ૫૫૦, બકરાં ૫,૦૦૦; મેંઢાં ૧,૯૦૦. કૃષ્ણનગરમાં ૫૦૦ ગાય, અને શાંતિપુરમાં ૫૦ ગાય કપાય છે.

( ૨૨ ) નવાખાલી જિલ્લો

એકંદર કતલ: ગાયબળદ ૩,૦૦૦; ભેંશ ૨,૦૦૦; બકરાં ૨,૦૦૦; મેંઢાં ૧૮૩૬.

( ૨૩ ) ટિપેરા જિલ્લો

એકંદર કતલ: ગાયબળદ ૬,૦૦૦; ભેંશ ૨૫૦; બકરાં ૧૩,૦૦૦; મેંઢાં ૧૦૦. ટિકરચરમાં ૨,૦૦૦ અને ચાંદપુરમાં ૪,૦૦૦ ગાયો કપાય છે. બ્રાહ્મણબારિયાના આંકડા નથી મળતા.

( ૨૪ ) ઢાકા જિલ્લો

ઢાકા શહેરમાં બે કતલખાનાં છે: (૧) સાજહાનપુર અને (૨) કસૈટુલી. એકંદર કતલ: ગાયબળદ ૧૦,૮૦૦; બકરાં ૩૫,૦૦૦ અને મેંઢાં ૫,૦૦૦. ગામડાંના આંકડા મળતા નથી.

( ૨૫ ) ચોવીશ પરગણાં

એકંદર કતલ: ગાયબળદ ૧૯,૯૫૦; ભેંશ ૨,૦૦૦; બકરાં ૪૦,૫૦૦; મેંઢાં ૮૦૦; ભુંડ ૩,૦૦૦. સોનાડાંગામાં

પર,૦૦૦ પશુ કપાય છે. બેરેકપુરમાં ૨,૦૦૦, બારાસાતમાં ૫૦૦ અને ડાયમંડ હારબરમાં ૪૫૦ ગાય કપાય છે. બડાનગર અને કમરહાટીના ભાગાડ (ઢોરનાં અસ્થિસ્થાન) કલકત્તાની મેસર્સ શૉ વૉલેસ કંપનીને ભાડે આપવામાં આવે છે. શીંગડાં અને ખરી પશુજન્ય લોટનાં કારખાનાંમાં જાય છે. લોહી મેસર્સ કાલેંડર કંપની એકઠું કરે છે. આંતરડાં સામાન્ય રીતે સરકારી કારખાનામાં જાય છે, જેમ કે મિ. મેયરનું તાંતનું કારખાનું.

( ૨૬ ) બીરભૂમ જિલ્લો

એકંદર કતલઃ ગાયબળદ ૮,૩૦૫; બકરાં ૮,૬૨૬; મેંઢાં ૨૩૦.

( ૨૭ ) જલપાઇગુડી જિલ્લો

એકંદર કતલ: ગાયબળદ ૩,૫૧૮; બકરાં ૨,૪૬૩; મેંઢાં ૩૬; ભેંશ ૧,૦૩૦; અને ભુંડ ૧,૮૦૦.

( ૨૮ ) રંગપુર

એકંદર કતલઃ ગાયબળદ ૧૩,૨૦૦, બકરાં ૭,૫૦૦; મેંઢાં ૫૦૦. કુડીગ્રામમાં ૧૩,૦૦૦ અને નિલફામડીમાં ૨૦૦ ગાયો કપાય છે. બીજા પેટાવિભાગોના આંકડા નથી મળતા.

× × ×

આ સઘળા ઉપરથી સારરૂપે આ સિદ્ધાન્ત તરી આવે છે, કે મરેલાં ઢોરનો પૂરેપૂરો ઉપયોગ ધર્મ ગણીને આપણે જ્યાં લગી નહિ કરી લઈએ અને એ રીતે ઉત્પન્ન થતા દ્રવ્યને ગોરક્ષામાં નહિ યોજીએ ત્યાં લગી ગોરક્ષા અસાધ્ય છે.

## ૭

## ઢોરની નીકાસ

હજારો સરસ ઢોર બહારગામથી મુંબઈ, કલકત્તા, મદ્રાસ, જેવાં મોટાં શહેરોમાં આવે છે ને આવ્યા પછી એક વર્ષની અંદર નાશ પામે છે, એ ભયાનક વાત હજી હવે આપણે વિચારવાના છીએ, પણ તે પહેલાં ઢોરની પરદેશ નીકાસ થાય છે એ જોઈ લઈએ.

૧૯૧૨ પૂર્વે સરકારી પત્રકોમાં ઢોર તથા ઘેટાંબકરાંની ફોડ પાડતા નહોતા. ૧૯૧૨થી માંડીને ઢોર પરદેશ ચડયાં તેના આંકડા નીચે ટાંકયા છેઃ

| વર્ષ | સંખ્યા | કિમ્મત રૂપિયા | એક ઢોરની સરેરાશ કિમ્મત રૂપિયા |
|---|---|---|---|
| ૧૯૧૨–૧૩ | ૩૦,૧૮૮ | ૧૫,૭૧,૧૬૦ | ૫૨ |
| ૧૯૧૩–૧૪ | ૨૯,૯૦૯ | ૧૮,૫૮,૫૦૦ | ૬૨ |
| ૧૯૧૪–૧૫ | ૧૭,૭૦૮ | ૯,૪૫,૦૬૦ | ૫૩ |
| ૧૯૧૫–૧૬ | ૧૪,૨૪૧ | ૬,૫૦,૮૩૫ | ૪૬ |
| ૧૯૧૬–૧૭ | ૧૪,૬૮૧ | ૮,૫૧,૪૦૦ | ૫૮ |
| ૧૯૧૭–૧૮ | ૯,૯૭૭ | ૭,૨૨,૨૦૫ | ૭૨ |
| ૧૯૧૮–૧૯ | ૯,૯૫૧ | ૯,૩૧,૪૫૫ | ૯૪ |
| ૧૯૧૯–૨૦ | ૧૬,૬૮૫ | ૧૯,૧૯,૯૧૦ | ૧૧૫ |
| ૧૯૨૦–૨૧ | ૧૯,૦૬૫ | ૨૦,૪૪,૬૮૦ | ૧૦૭ |
| ૧૯૨૧–૨૨ | ૨૧,૧૭૯ | ૧૬,૭૪,૩૮૨ | ૭૯ |
| ૧૯૨૨–૨૩ | ૧૩,૬૭૫ | ૮,૨૮,૯૧૨ | ૬૧ |
| ૧૯૨૩–૨૪ | ૧૨,૫૯૭ | ૮,૭૮,૮૦૪ | ૭૦ |

સરકારી અધિકારીઓ નિરંકુશ વેપારના પક્ષપાતી હોય છે, એટલે ઢોરની નીકાસ બંધ કે ઓછી કરવાની સૂચનાને હસી કાઢે છે. તેમના પક્ષનું પ્રતિપાદન લેફ્ટેનંટ કર્નલ મૅટ્સનના એક લેખમાં ઠીક કરેલ છે, જોકે તે પણ અંકુશ મૂકવાની તદ્દન વિરૂદ્ધ નથી એમ જણાશે:

'નીકાસ બંધ કરવી નિરર્થક છે. ઊલટું જે દેશમાં ઢોર જોઇએ તે કરતાં વધારે હોય ત્યાં નીકાસને ઉત્તેજન જોઇએ. નીકાસથી કિમ્મત વધે છે, માલધારીને ઢોરને સારું ખાણુ આપવાની ને એનો વંશ સુધારવાની લાલચ મળે છે, અને પરિણામે દેશમાં બધાં ઢોર વધારે માલાળાં થાય છે. આમાં એક અપવાદ છે, તે આ કે હિંદુસ્તાન બહાર ગાયભેંશની નીકાસ ઉપર અંકુશ હોય તો સરવાળે લાભ છે.'

અર્થના દાસ ગમે તે કહે, પણ જે પ્રજા પશુ પાસેથી લીધેલ સેવાના યત્કિંચિત્ બદલા દાખલ વૃદ્ધ તથા રોગી અવસ્થામાં તેમને પાળવાને બંધાયેલ છે તેની પાસેથી, જેઓ ઢોર નકામું લાગે કે તરત તેને કતલ કરે છે એવા લોકના હાથમાં એક પણ ઢોર જાય એ અસહ્ય છે. વળી કેટલાંક ઢોરને તો દૂધને અર્થે નહિ પણ કેવળ માંસને અર્થે ઊછેરવા પરદેશ લઈ જાય છે. એટલે આ લોહીનો વેપાર સર્વથા અટકે એમ દયાધર્મી તરીકે આપણે ઇચ્છીએ.

પણ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ પણ, નીકાસથી ઢોરના ભાવ એટલા ચડી જાય કે એને વેચાતાં લેવાનું આપણું ગજું જ ન રહે. ઢોર ઊછેરનાર કદાચિત્ સુખી થાય, પણ ખેતી તથા દૂધનાં જનાવરની અછતને પરિણામે દેશ સમસ્તના દુઃખનો પાર ન રહે. અનાજની છૂટથી નીકાસ થાય એટલે અનાજ ઊગાડનાર

ખેડૂને લાભ થાય એમ ભાસે; પણ અંતે તો તેમાંથી દેશ ભૂખમેળો થાય છે. મહાન્ યુરોપિયન વિગ્રહની વેળાએ આ 'દયાળુ' સરકારે પણ હુલ્લડની બીકે અનાજની નીકાસ બંધ કરી હતી.

'હિન્દુસ્તાન કૃષિપ્રધાન દેશ છે. એની લગભગ ત્રણ ચતુર્થાંશ વસ્તીની જીવનદોરી ખેતી છે, જે ખેતીનો આધાર મુખ્યત્વે ઢોર ઉપર છે. દેશમાં જોઇએ એટલાં ઢોર નથી, અને જે છે તે પણ નબળાં છે. ૧૦૦ માણસ દીઠ હિંદુસ્તાનમાં માત્ર ૫૯ ઢોર, ડેન્માર્કમાં ૭૪, યુનાઇટેડ સ્ટેટ્સમાં ૭૯, કૅનેડામાં ૮૦, કેપ કૉલોનીમાં ૧૨૦, ન્યુ ઝીલૅંડમાં ૧૫૦, ઑસ્ટ્રેલિયામાં ૨૫૯, આર્જેન્ટાઇન પ્રજાતંત્રમાં ૩૨૩, અને ઉરૂગુવાઇમાં ૫૦૦ છે.

'દેશી બળદ એક મોસમમાં બહુ તો ૫ એકર જમીન ખેડી શકે. બ્રિટિશ હિંદુસ્તાનમાં આશરે ૨૨,૮૦,૦૦,૦૦૦ એકર જમીન ખેડાય છે, અને ખેડને લાયક ઢોર આશરે ૪,૯૦,૦૦,૦૦૦ છે. ભાર ખેંચનારાં વગેરેના ૨૫ ટકા અને વૃદ્ધ, અશક્ત, માંદાં વગેરેના ૨૫ ટકા બાદ કરતાં આશરે ૨૨,૮૦,૦૦,૦૦૦ એકર ખેડવા સારું આશરે ૨,૪૦,૦૦,૦૦૦ ઢોર રહ્યાં, એટલે ૧૯ એકરે એક જોડીની સરેરાશ આવી, પણ સામાન્ય રીતે ૧૯ એકર ખેડવા માટે ૪ જોડી જોઇએ. બીજા દેશના પ્રમાણમાં અહીં ઓછો પાક ઊતરે છે તેનું મુખ્ય કારણ આ જ છે. ઘઉંની ખેતીના દર એકર દીઠ બ્રિટિશ હિંદુસ્તાનમાં ૧૧.૫ બુશલ પાક ઊતરે છે, ફ્રાન્સમાં ૧૩.૫, ઇટલીમાં ૧૩.૭, સ્પેઇન તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં ૧૪, કૅનેડામાં ૧૭, સ્વીડન તથા નૉર્વેમાં ૨૩, મિસરમાં ૨૯, ગ્રેઇટ બ્રિટનમાં ૨૯.૮, નેધર્લૅંડ્ઝમાં ૩૦, જાપાનમાં ૩૨, સ્વિટ્ઝર્લૅંડમાં ૩૨.૫, ને ડેન્માર્કમાં ૩૩.

'વસ્તીના એક અષ્ટમાંશને ઠીક દૂધ મળી શકે એટલાંય દૂધાળાં ઢોર નથી. દેશી ગાય સાત માસ સુધી રોજ ૨॥ શેર દૂધ સરેરાશ આપે એમ ગણતાં ૨૫,૪૦,૦૦,૦૦૦ માણસોને ૫ કરોડ ઢોર રોજ આશરે ૭॥ કરોડ શેર દૂધ પૂરું પાડે, એટલે જણ દીઠ રોજનો પૂરો સવા પાશેર પણ ન થયો, પરંતુ એક માણસને દિવસનું અઢી શેર દૂધ મળવું જોઈએ એવી સામાન્ય ગણત્રી થાય છે' (સર જૉન વુડ્રૉફ વગેરેની લૉર્ડ ચેમ્સફર્ડ પ્રત્યે અરજી).

બંગાળના ખેતીવાડીના ઉપરિ મિ. બ્લૅકવુડ લખે છે કે, 'માથા દીઠ વર્ષે આશરે ૪૦ થી ૮૦ શેર દૂધ વરે છે.' એટલે જણ દીઠ દિવસના આશરે ૪–૪॥ થી ૮–૯ તોલા થયું.

મુંબઈ જેવી 'અલબેલી' નગરીમાં માણસ દીઠ રોજનું ૩.૧ અધોળ દૂધ વરે છે, યુનાઈટેડ સ્ટેટ્સમાં ૨૦ અને ઇંગ્લંડમાં ૧૦ અધોળ.

યુનાઈટેડ સ્ટેટ્સમાં ગાય દીઠ વર્ષે સરેરાશ ૩,૪૧૨ શેર દૂધ ઊપજે છે, હૉલંડમાં ૭,૫૮૫ શેર, સ્વિટ્ઝર્લૅંડમાં ૬,૯૫૦ શેર અને ડેન્માર્કમાં ૫,૬૬૬ શેર. યુનાઈટેડ સ્ટેટ્સમાં ગાય દીઠ વર્ષે સરેરાશ ૧૪૫ શેર માખણ ઊતરે છે, ડેન્માર્કમાં ૨૨૪ શેર અને હૉલંડમાં ૨૫૦ શેર. બીજી એક ગણત્રી પ્રમાણે ઢોર દીઠ આપણે અહીં બશેર દૂધ નીપજે છે, યુનાઈટેડ સ્ટેટ્સમાં ૧૦.૨ શેર અને ઇંગ્લંડમાં ૨૦ શેર.

"'આઈને અકબરી' માં લખ્યા પ્રમાણે અકબરના સમયમાં એક ગાય દિવસનું સવા મણ દૂધ દેતી અને બળદ ઘોડા કરતાંય ઝપાટાબંધ ચાલતા. પચીશ વર્ષ પૂર્વેય ગાય સરેરાશ દિવસનું દશ શેર દૂધ દેતી, આજની સરેરાશ માંડ

બશેર આવે; બળદ પણ આજ કરે છે તેથી બમણું કામ કરતા.

"પરિણામે એક બાજુએ ઢોર, અનાજ, દૂધ વગેરેના ભાવ બેહદ ચઢી ગયા છે, અને બીજી બાજુએ માણસ, વિશેષે કરીને સ્ત્રીઓ તથા બાળકો, દૂબળાં તથા રોગી બન્યાં છે, અને મરણપ્રમાણ અસાધારણ છે. છેલ્લાં ૬૦ વર્ષમાં અનાજના ભાવ પાંચ-સાતગણા થયા ત્યાં દૂધનો ભાવ ચાળીશગણો થઈ ગયો છે. ૧૮૫૭માં ઘઉં રૂપિયાના લગભગ બે મણ મળતા તે ૧૯૧૮માં ૧૧ શેર મળતા થયા, પણ દૂધ ૧૮૫૭માં રૂપિયાનું ૮ મણ મળતું તે ૧૯૧૮માં ૮ શેરે આવીને ઊભું. અકબરના સમયમાં દિવસનું સવા મણ દૂધ દેનારી ગાય દશ રૂપિયે વેચાતી, ૨૦ વર્ષ પૂર્વે તે ૧૫૦ રૂપિયે મળતી પણ આજ તો ૪૦૦ રૂપિયા દેતાંય દુર્લભ થઈ પડી છે. ઘુંટ તથા બળદના ભાવ પણ એમ જ ચઢી ગયા છે." (સર જૉન વુડ્રૉફવાળી અરજી)

ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં બીજી ઘણીખરી વસ્તુઓનો ભાવ અહીં કરતાં બમણો ને કોકવાર ચારગણો હોય છે, પણ દૂધ અહીં કરતાં ત્યાં અત્યંત સોંઘું છે. મુંબઈ કરતાં યુનાઇટેડ સ્ટેટ્સમાં તેરગણું અને ઇંગ્લંડમાં બારગણું સસ્તું દૂધ મળે છે.

"હિન્દુસ્તાનમાં બાળમરણનું પ્રમાણ ભયાનક છે; ઇંગ્લંડ, ડેન્માર્ક ને જપાન કરતાં લગભગ બમણું, સ્વીડન તથા નૉર્વે કરતાં લગભગ ત્રમણું, હૉલંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ કરતાં લગભગ પાંચગણું અને ન્યુ ઝીલૅંડથી લગભગ નવગણું છે. મુંબઈ જેવાં મોટાં શહેરોમાં તો દર બે બાળક દીઠ એક તેના

જન્મથી પહેલા વર્ષની અંદર જ મરણ પામે છે. દેશનું બાળમરણનું સાધારણ પ્રમાણ હજારે ૨૬૦.૭, ન્યુ ઝીલૅંડનું ૩૨, હૉલંડનું ૫૦, યુનાઇટેડ સ્ટેટ્સનું ૫૮.૮, સ્વીડન અને નૉર્વેનું ૧૦૨, ડેન્માર્કનું ૧૩૫, આયર્લંડનું ૧૨૩, સ્કૉટલંડનું ૧૪૫, અને ઇંગ્લંડ તથા વેલ્સનું ૧૭૨ છે. સંયુક્ત પ્રાન્તના આરોગ્યખાતાના ઉપરિ કર્નલ મૅક્‌ટૅગર્ટે કહ્યું હતું, કે "સુશિક્ષિત સૂયાણીનું લશ્કર ઊભું કરવા કરતાં ગરીબને સુલભ થાય તેમ દૂધને સોંઘું બનાવવું એ બાળમરણ ઘટાડવાનો વધારે સારો માર્ગ છે." (સર જૉન્‌વાળી અરજી)

હિંદમાં મરણપ્રમાણ હજારે ૩૮.૨, ન્યુ ઝીલંડમાં ૯.૫ અને ઇંગ્લંડમાં ૧૪થી નીચે છે. ભારતમાં સરેરાશ આયુષ ૨૪ વર્ષનું ને ઇંગ્લંડમાં ૪૫ વર્ષનું છે.

'૧૯૦૨માં મનુષ્યમાં ક્ષયના દર્દી ૩૮,૪૩૫ નોંધાણા હતા, તે સંખ્યા ૧૯૧૯માં વધીને ૧,૦૦,૧૯૨ની થઈ, એટલે લગભગ બસેં ટકા વધારો થયો.' (સર જૉન્‌ની અરજી)

આ સર્વ વિચારતાં, ઢોરની નીકાસ એ મોટો અપરાધ છે. એને પરિણામે ઉત્તમ જાતનાં ઢોર તદ્દન ઘટી ગયાં છે. ઢોર ઊછેરવાનો ઉદ્યોગ સુવ્યવસ્થિત હોત અને દેશમાં ઢોરનો વધારો હોત તો નીકાસ લાભ આપત. પણ વસ્તુસ્થિતિ એમ નથી. માલધારીને ઢોરની કિમ્મતનું ભાન ન મળે એટલે ખરી કિમ્મતથી અર્ધે ભાવે તે ઢોર વેચી નાખે છે. વળી અંતે ભલે પોતે પાયમાલ થઈ જાય તો પણ રોકડા પૈસાની લાલચે તે પોતાનાં સરસમાં સરસ ઢોર આપી દે છે. આ પ્રમાણે ઉત્તમ ખુંટ અને બહુદૂધાળી ગાયોની નીકાસને લીધે દેશને આર્થિક હાનિનો પાર નથી.

## ૮

## મોટાં શહેરોનો ત્રાસ

હવે મોટાં શહેરોમાં પશુઓ ઉપર ત્રાસ ગુજરે છે, જેને પરિણામે તે કસાઇના હાથમાં જઈ પડે છે, તે જોઈએ.

ડૉ. (હવે સર) હૅરૉલ્ડ મૅને ૧૯૧૯માં મુંબઈના દૂધાળાં ઢોરના તબેલા વિષે હેવાલ લખ્યો હતો, એમાં તે કહે છે, "સંખ્યાબંધ જનાવર એકઠાં રાખવામાં આવે, થોડા કલાક પણ છાણ ભેળું થાય, ઘાટી વસ્તી વચ્ચે સાંકડી જગ્યામાં ઘણાં જનાવરની ભીડ થાય તેને લીધે અનિવાર્ય દુર્ગંધ છૂટે, અને શહેરોની રજકણમય તથા કદાચ રોગના જન્તુવાળી હવામાં દૂધનો મોટો જથ્થો રહે,— આ બધાને પરિણામે સારું દૂધ નીપજે નહિ, આજુબાજુના લોકોને ત્રાસ થાય, અને ઢોરના તબેલામાં માખી તો હોય જ, તેની મારફત કદાચ રોગ પણ ફેલાય."

ઢોરની દશા અસ્વાભાવિક અને દયાજનક હોય છે; તે શરીરે સુખી રહી શકતાં નથી. અને અધૂરામાં પૂરું, તેમની પાસેથી દૂધનું છેલ્લું ટીપું પણ પડાવવા સારું તેમના ઉપર

જાત જાતનો જુલમ થાય છે, અને એને લીધે તે વાંઝિયાં થઈ જાય છે, તથા ખાટકી વિના બીજો કોઇ એનો ગ્રાહક થતો નથી.

લાહોરના તંદુરસ્તી ખાતાના અમલદાર ડૉ. ન્યુએલે ૧૯૧૪માં અખિલભારત આરોગ્ય પરિષદ્ આગળ ભાષણ કરતાં કહ્યું, "આંઉ ઉપર દબાણ થાય અને વધારે દૂધ નીકળે એટલા માટે દૂધવાળા ઢોરની પુંઠમાં એનું પૂછડું ભરાવે છે, ને આ મેં નજરે જોયું છે."

કલકત્તાના જીવદયા મંડળના સભ્ય મૈત્રગાણુ લખે છે, "કલકત્તાના દૂધવાળા ગાયની યોનિમાં ફૂંક મારે છે, અને તેમાં એનું પૂછડું, માણસનો હાથ અથવા ૪ તસુ વ્યાસનું અને ૧૮ તસુ લાંબું ઘાસનું પૂળિયું ભરાવે છે. આ ઘણું ઘાતકી કામ છે, અને તેથી ઢોર વંઠી જાય છે. આરોપીઓના વકીલોએ દલીલ કરી કે એ ક્રિયામાં ક્રૂરતા નથી, પણ ન્યાયાધીશોએ એ માન્યું નહિ. આ અધમ ક્રિયા થાય ત્યારે નીચે પ્રમાણે અસર થતી મેં જોઈ છે, જે ઉપરથી જનાવરને એમાં કેવી અસહ્ય પીડા હશે તે કોઇ પણ માણસ કળી શકશે:—(૧) સાંભળનારને દયા આવે એવી રીતે ઢોર કણે છે. (૨) પીઠ વાંકી વળી જાય છે. (૩) આંખ ફાટી જાય છે. (૪) કંપ છૂટે છે. (૫) એવા ઢોરના પૂછડા આગળ કોઇ માણસ જાય તો તે ચમકે છે.

"કલકત્તા શહેર તથા તેનાં પરાંમાં ૩૦૦ તબેલામાં આશરે ૧૦,૦૦૦ ગાય છે. આમાંથી ૫,૦૦૦ ગાયને રોજ ફૂંકારે છે. છેલ્લા પંદર માસમાં સીઆલ્ડા વિભાગમાં ૪૫ કેસ પકડાણા હતા."

ડૉ. મોરીનોએ કલકત્તા પાર્લમેંટ આગળ નિબંધ વાંચ્યો હતો, તેમાં તે લખે છે, "પીરી નામે રંગ બનાવવા સારું ગવલી લોક ગાયને કેવળ આંબાના પાન ઉપર રાખે છે, બીજું કાંઇ ખાવા કે પીવા પાણી પણ દેતા નથી, અને એ ગાયનું મૂત્ર બજારમાં મોંઘે ભાવે વેચે છે. બિચારી ગાય ભૂખે રીબાઈ રીબાઈને મરી જાય છે."

હિંદુસ્તાનમાં મનુષ્ય નહિ પણ મનુષ્યદેહધારી રાક્ષસ જ રહેતા હશે એવી કલ્પના આ વસ્તુ વાંચનારના મનમાં આવે તો એમાં શું ખોટું છે?

આમ તબેલામાં દિવસે દિવસે, ઘડીએ ઘડીએ અને પળે પળે રીબાવા કરતાં એક સપાટે કપાઈ જવાનું ઢોર વધારે પસંદ કરે એમાં કાંઇ શંકા નથી. અને તબેલાના માલિકો, જેમાંના ઘણા હિંદુ હોય છે, તેઓ તબેલા રાખવા કરતાં કતલખાનાં રાખતા હોય તો તેમને ઓછું પાપ લાગે.

આ તો શહેરમાં આવનારાં ઉંચી જાતનાં ઢોરની કથા થઈ. પણ એનાં બચ્ચાંની કેવી દશા થાય છે? કોઇ ઠેકાણે દૂધવાળા વાછડાંને કસાઇને વેચી નાખે છે, બીજે ઉઘાડા આકાશ નીચે ટાઢ, તડકા તથા વરસાદમાં એને ભૂખે મારે છે. માનું દૂધ તો બિચારાં પામે જ ક્યાંથી? અને એને સાજું થઈને તબેલામાં જગ્યા કોણ ભાડે રાખે? વાછડાને શીંગ ન ઊગ્યાં હોય તો એનું મડદું ઊપાડવાના આઠ આના, અને ઊગ્યાં હોય તો દોઢ રૂપિયાની ફી મુંબઈની મ્યુનિસિપાલિટી લ્યે છે, એટલે મુંબઈના દૂધવાળા વાછડાંપાડાંને શીંગ ન ઊગ્યાં હોય ત્યાં જ એનું કામ કાઢી નાખે છે. એક વર્ષે મુંબઈમાં આશરે ૨૦,૦૦૦ વાછડાંપાડાંનાં મડદાં કચરાપટ્ટીમાં જાય છે.

જૂનાગઢના પ્રસિદ્ધ દયાપ્રચારક રા. લાભશંકર લક્ષ્મીદાસે એક પત્રિકામાં વનસ્પતિના દૂધની ભલામણ કરતાં 'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માં છપાયેલો નીચલો કાગળ ટાંકેલ છે:

"સંખ્યાબંધ પાડાંને, દૂધ વિના નભી ન શકે એટલી ઉમ્મર હોય ત્યાં, રસ્તા ઉપર ભૂખે મરવા ગવલીઓ છોડી મૂકે છે, અને થાકનાં માર્યાં તે પડી જાય એટલે ટ્રામ, મોટર કે ઘોડાગાડીની હડફેટમાં આવી જાય છે.

"રાતવેળાએ તબેલામાંથી એને તગડી મૂકે છે, અને તે એટલા જ માટે કે એની માનું સઘળું દૂધ તેઓને વેચવા જોઇએ છે. માણસની કલ્પનામાં ઘોરમાં ઘોર પાપ આવી શકે એમાંનું આ એક છે."

મિ. કેરથ લખે છે, "ભેંશ પાડાં વિના દૂધ આપે છે, એટલે પાડાં અળખામણાં લાગે છે અને એને ભૂખે મારવામાં આવે છે. ચાર પાંચ માસનાં પાડાં જન્મવેળાએ હતાં તે કરતાં તોલમાં વધારે હોતાં નથી. ઢોરમાત્રમાં પાડાની ઓછામાં ઓછી સંભાળ લેવાય છે. પાડાં તાપ ખમી શકતાં નથી એ સૌ જાણે છે, અને જ્યાં તાપ બધેથી વધારે આકરો હોય ત્યાં જ એને બાંધ્યાં હોય છે. ગવલીઓ જાણે કેમ એનો જીવ લેવા જ બેઠા હોય એવું જણાય છે."

પંજાબના ખેતીવાડીના ઉપરિ મિ. હૅમિલ્ટન કહે છે, "પાડા મોટે ભાગે નાનામાંથી મોટા થતા જ નથી, પણ નાનપણમાં જ પોતાનું આયુષ પૂરું કરે છે."

મિ. રીઝ લખે છે, "વાછડાંપાડાંને ઊછેરતાં ખર્ચ થાય એટલા માટે આ દેશના દૂધવાળા એને મારી નાખે છે, એ રાક્ષસી કામ છે. મુંબઈમાં ઊકરડામાંથી વાછડાંપાડાંના મડદાં

ગાડાં ભરીને રોજ લઈ જતા દેખાય છે. ઉંચી જાતનાં ઢોરનો આમ ધાણ નીકળી જાય એમાં દેશનું દુર્ભાગ્ય છે અને નીચું જોવાપણું છે, અને જગતના બીજા કોઇ સુધરેલા દેશમાં આવું ચાલી જ ન શકે.''

ડૉ. વોલ્કરને આજથી ૩૫ વર્ષ ઉપર હિંદુસ્તાનની ખેતીવાડીમાં સુધારા સૂચવવા માટે સરકારે વિલાયતથી બોલાવ્યા હતા. તે લખે છે, "દેશમાં ફરતાં ભેંશ પુષ્કળ અને પાડા ક્વચિત જ મારા જોવામાં આવ્યાં, એટલે નાના પાડાનું શું કરે છે એ પૂછવાનું મને વારંવાર મન થયું.

"ગુજરાતમાં પાડાને દૂધ જ ન આપે એટલે ભૂખે મરી જાય. બીજે એને જંગલમાં હાંકી મૂકે, ત્યાં વાઘદીપડા એને ફાડી ખાય. બંગાળામાં એને જંગલમાં બાંધી આવે છે, અને ત્યાં કાં એ ભૂખે મરે છે ને કાં જંગલી જનાવરનો ભોગ થઈ પડે છે. લોકો આવા નિર્દય હશે, પણ કોઇ જનાવર અત્યંત દુ:ખી હોય તોય એને ઠાર મારવા નહિ દે!''

પૂનાના ખેતીવાડી વિદ્યાલયના અધ્યાપક ભાઇલાલ શંકરલાલ પટેલના લખ્યા પ્રમાણે ૧૯૧૫–૧૬ અને ૧૯૧૯–૨૦ વચ્ચે ૧૯૧૭–૧૮ ના દુષ્કાળને લીધે મુંબઈ ઇલાકામાં ખુંટ બળદની સંખ્યા ૪ ટકા, ગાયની ૧૬ ટકા અને વાછડાંપાડાંની ૧૭ ટકા ઘટી. બધાં ઢોરમાં સરેરાશ ૧૧ ટકા ઘટાડો થયો. આ ઉપરથી જણાય છે કે આપણે ભલે ગાયમાતા ગાયમાતા કરીએ, પણ દુષ્કાળ સામો આવીને ઊભે એટલે પહેલાં પ્રથમ આપણે એને ગાયનો ભોગ ચડાવીએ છીએ, કારણ ગાયને ખોવી આપણને પરવડે છે. ગાય મરે એના પ્રમાણમાં તો પાડાયે ઓછા મરે છે. પાડા મરે છે તેના પ્રમાણમાં અર્ધી ભેંશ

મરે છે, અને ગાયના પ્રમાણમાં ચોથા ભાગના બળદ મરે છે. બળદની રક્ષા થાય છે, કેમકે એને ઠેકાણે હળમાં કોણ જૂતે? ભેંશનીયે રક્ષા થાય છે, કારણ એ પુષ્કળ દૂધ આપે અને એના દૂધમાંથી માખણનો પિંડો ઊતરે. ભેજવાળા પ્રદેશમાં પાડો ખેતીના કામમાં આવે છે, એટલે એનીયે રક્ષા થાય છે. પણ રાંકડી ગાય ન બહુ દૂધ આપે ને ન એના દૂધમાંથી બહુ માખણ ઊતરે, એટલે એનો કોઇ ભાવ પૂછતું નથી. છતાં પણ આપણે ગોરક્ષક પદવીનું મિથ્યાભિમાન રાખીએ છીએ. પણ પરિણામ આ આવે છે કે આજથી કાલ અને કાલથી પરમદિવસ ગાયની ઉત્તરોત્તર વધારે ને વધારે ભૂંડી દશા થાય છે.

૯

## મદ્રાસ કલકત્તાનું પાપ

મોટાં શહેરોમાં ઢોરનો કેવો ઘાણ નીકળે છે એ આપણે છેલ્લા અધ્યાયમાં સહજ જોઈ ગયા. પણ આ વાતનું એટલું બધું મહત્ત્વ છે કે એ વિષે જેટલો પૂરાવો મને મળી શક્યો છે એટલાનો આ સ્થળે સંગ્રહ કરવાની મારી ધારણા છે, જેથી કરીને સરકાર તથા પ્રજાનું મહાપાતક સ્પષ્ટ જણાઈ આવે. સરકારને તો આપણે કાંઇ કહેવાપણું હોય જ નહિ, કારણ સરકારની તો

मिथिलायां प्रदीप्तायां न मे दहति किञ्चन ।

એવી ભવ્ય દશા છે. પણ દેશના અમૂલ્ય ધનનો નાશ થતો આપણે જ આમ ટગર ટગર જોઈ રહ્યા છીએ એમાં આપણે ભારે લાજવા જેવું છે.

મિ. સૅમ્પ્સન મદ્રાસના ઢોર વિષેના હેવાલમાં લખે છેઃ "મદ્રાસમાં વર્ષે દૂધાળાં ઢોર ૫,૦૦૦થી ઓછાં નહિ આવતાં હોય, જેમાંનાં ઘણાંખરાં વસૂકે એટલે ખાટકીને વેચાઈ જાય છે, અને વાછડાંપાડાં મોટે ભાગે ભૂખે મરી જાય છે. આ પ્રમાણે ઉત્તમ દૂધાળાં ઢોરના વંશનો ક્ષય થાય છે.

"ઇલાકાના બીજા કોઇ શહેર કરતાં મદ્રાસમાં વધારે દૂધાળાં ઢોર ખેંચાય છે, અને દુ:ખની વાત તો આ છે કે ઓંગોલ ગાયો મદ્રાસ આવે છે તે ઘણીખરી પહેલા વેતરની હોય છે, અર્થાત્ દૂધ આપવાની તેમની શક્તિ હજી પૂરી વિકસેલી નથી હોતી. જો આ ગાયો વસૂકે ત્યારે એને વેચાતી લઈ લેવાય, અને આજ ખાટકીને હાથ જાય છે એને બદલે સારો ખુંટ એને દેખાડાય તો ગામડામાંથી ઢોર આજ ખેંચાયે જ જાય છે તે બહુ અંશે અટકી જાય. મિ. રૉબર્ટસને મદ્રાસના એક ગવલીએ કાઢી નાખેલ ગાય વેચાતી રાખી તે પછી આખા ધણમાં સૌથી વધારે દૂધ દેનારી નીવડી. અને કોણ જાણે કેટલા હજાર એવાં જ સારાં ઢોર હજી ભર યુવાવસ્થાને નથી. પહોંચતાં ત્યાં કાઢી નાંખેલ ઢોર તરીકે કસાઇને હાથ પડીને નાશ પામ્યાં હશે. મ્યુનિસિપાલિટી મેલા પાણીના ખેતર ઉપર આ કામ ઊપાડી શકે, અથવા દૂધ પૂરું પાડવા દુગ્ધાલય પણ ચલાવી શકે, અને વાછડાંપાડાંને ઊછેરીને શહેરના કામમાં વાપરી શકે. આથી ખાનગી સાહસને કાંઇક અંતરાય તો આવે, પણ લોકોની શરીરસુખાકારી ખાનગી સાહસ કરતાં વધારે મહત્ત્વની છે. આવો પ્રયત્ન સફળ થાય તો મદ્રાસથી નાનાં શહેરોની મ્યુનિસિપાલિટીઓ પણ એનું અનુકરણ કરે, અને આવાં દુગ્ધાલયોમાં ઓલાદ સુધારવા ને દૂધ વધારવાનું કામ હાથમાં લઈ શકાય."

મેજર મીધર તથા વૉધને રચેલું દુગ્ધાલય વિષેનું પુસ્તક સરકારે બહાર પાડ્યું છે, એમાં લખે છે:

"મુખ્યત્વે કરીને કોસી જિલ્લાથી સંખ્યાબંધ દૂધાળાં ઢોર વર્ષે વર્ષે કલકત્તે આવે છે. શીયાળાને અંતે ગાયો

વસૂકવા મંડે અને દૂધની ખપત ઘટવા મંડે એટલે ગવલી લોકો એને ખાટકીને વેચાતી આપે છે, કારણ ચારાની અછત તથા ખીલાના આકરા ભાડાને લીધે ઊનાળામાં ઢોરને ખવડાવવાનું તેમને ભારે પડે છે અને હવાપાણીની અસરને લીધે ખુંટ દેખાડ્યા છતાં ગાય ગાભ ધરતી નથી. ઢોરને આમ ઝપાટાબંધ કાઢી નાંખવાને પરિણામે ઢોરની અછત થાય છે ને ભાવ ચડી જાય છે. એટલે દૂધનાં ઢોર ઊછેરનાર પ્રદેશોથી ઢોર આણવાને બદલે જ્યાં જ્યાં બની શકે ત્યાં સ્થાનિક ઢોરઊછેરને સારું પ્રયત્ન કરવાની જરૂર સ્પષ્ટ દેખાઈ આવે છે. સ્થાનિક ઢોર દૂધ થોડું આપે છે, એટલે ઓલાદ બાબત સંભાળ નથી લેવાતી એ સિદ્ધ વાત છે, અને આ વિષે વધારે ધ્યાન આપવું એ સુધારાનું પહેલું પગથિયું છે. ઉંચી જાતના સરકારી વાલી ઘોડા સારી ઘોડીને દેખાડવાની પદ્ધતિ લાભદાયક છે તે ઢોર પરત્વેય ચાલુ કરવી જોઇએ.''

કલકત્તા કૉર્પોરેશનના પ્રમુખ મિ. પેઇનના નિબંધમાંથી નીચલો ઊતારો કર્યો છે:

"કલકત્તાના ગવલીઓ દેશની ઉત્તમ ગાયોનું સત્યાનાશ વાળે છે. સારી ગાય મળવી કઠણ થઈ પડી છે, અને ભાવ ચડ્યે જ જાય છે. બીજા વેતરની શરૂઆતમાં સાધારણ રીતે ગાય કલકત્તે આવે છે, ત્યાં એના ઉપર ફૂંકારવાની નીચ ક્રિયા થાય છે અને બહુ તો છ આઠ માસ એ દૂઝે છે. આટલા સમયમાં એ તદ્દન વંઠી ન ગઈ હોય તોપણ બે ત્રણ વર્ષ ગાભ ધરવાને અશક્ત થઈ જાય છે, અને ખાટકીને હાથ જાય છે. પરિણામે, આઠ દશ વર્ષ ઉપકારી જીવન ગાળવાને બદલે તે માંડ બે વર્ષ દૂઝે છે અને બે જ વાછડાં

આપે છે, જેમાંનું એક તો ઘણું કરીને કસાઇને વેચાઈ જાય છે. આ અત્યાચાર દેશની ઉત્તમ ગાયો ઉપર નિરંતર ચાલુ છે.”

કલકત્તા કૉર્પોરેશને દૂધ વિષે વિચાર કરવા ખાસ સમિતિ નીમી હતી, તેના પ્રમુખ મિ. પેઇન હતા અને સભ્યોમાં ત્રણ યુરોપિયન, એક મુસલમાન અને એક હિંદુ હતા. સમિતિના હેવાલમાં તેઓ કહે છેઃ ‘ગવલીઓ ખાટકીને ગાય વેચે છે એનાં ઘણાં કારણ છે. એક તો એની કોડમાં જગ્યા ઓછી હોય છે અને તેમાં અમુક જ સંખ્યાનો સમાસ હોય છે. એટલી સંખ્યા તે રાખે છે, અને ગાય વસૂકે કે તરત એને તે ખાટકીને આપે છે અને એને ઠેકાણે દૂઝણી ગાય આણે છે. ગવલી પાસે મૂડી પણ ઓછી હોય છે, એટલે નવી દૂઝણી ગાય જોઇએ ત્યારે વસૂકેલ ગાય તેને વેચવી પડે છે. એવે જ કારણે તેને વાછડાં રાખવાં પોસાતાં નથી એટલે એને પણ તે ખાટકીને ભળાવે છે. વળી આ દેશની ગાયો બહુ દૂધાળી હોતી નથી અને વાછડાં વિના દૂધ દેતી નથી, એટલે ગવલી એને ફૂંકારે છે, જેને પરિણામે ગાયને વેદના થાય છે એટલું જ નહિ, પણ સદાકાળ નહિ તો બહુ સમય પર્યન્ત એ વાંઝણી થઈ જાય છે. એટલે વસૂકેલ ગાયને કાઢી નાખવામાં ગવલીને લાભ છે, જો કે બીજી પરિસ્થિતિમાં જે ગાયો અનેક વાછરૂ તથા દૂધ આપત તેની આમ કતલ થઈ જવાથી ઓલાદ દિવસે દિવસે બગડતી જાય છે, અને દેશમાં આમે દૂધ ઓછું અને ખરાબ મળે છે એના ઉપર પણ ગંભીર અસર થાય છે. સરસ ઢોર વર્ષે વર્ષે શહેરોમાં તણાતાં જાય છે, અને એવાં ઢોરની પૂરી અછત છે.’

બાદશાહી ગોરસશાસ્ત્રી (ડેરી એક્સ્પર્ટ) મિ. સ્મિથે કલકત્તાની પાંજરાપોળવાળા ઉપર પત્ર લખ્યું હતું, એમાં તે કહે છે:

"મોટાં શહેરોમાં જુવાન ગાયભેંશની કતલ થતી અટકાવવી એ ગોરક્ષાનું પહેલું અને સૌથી વધારે આવશ્યક અંગ છે.

"છેલ્લાં પંદર વર્ષમાં આ પ્રમાણે ચાર મોટાં શહેરોમાં ૨,૫૦,૦૦૦ જુવાન ગાયભેંશનો વધ થયો. આને અટકાવવા સારું વેપારી રીતે દૂધ પૂરું પાડવાની વ્યવસ્થા કરવી જોઇએ. જે જગ્યાએ ગાય આખું જીવન ગાળી શકે ત્યાં દૂધ ઉત્પન્ન કરવું જોઇએ, અને તેને જન્તુરહિત (પૅસ્ચરાઇઝ) કરી અને ઠારીને શહેરોમાં લાવવું જોઇએ, અને સ્વચ્છ બંધ કરેલા ઠામમાં વેચવું જોઇએ.

"શહેરમાં દૂધ નીપજે તે સારું ક્યાંથી હોય? ખીચોખીચ વસ્તીવાળી ગલીકુંચીમાં સારું અને સ્વચ્છ દૂધ ન થાય એટલું જ નહિ, પણ જ્યાં જમીન કોણ જાણે કેટલે રૂપિયે ચોરસ હાથ હોય, આકરા કર હોય અને મજૂરી, ખાધાખોરાકી તથા પાણીનું ખર્ચ ગામડાં કરતાં બમણું હોય ત્યાં ઢોરને રાખીને દૂધ ઉત્પન્ન કરીએ તે મોંઘું જ મળે. દયાધર્મી વેપારીઓ આ પ્રશ્ન હાથમાં લ્યે, ગામડાંમાં સ્વાભાવિક સ્થિતિ વચ્ચે દૂધ ઉત્પન્ન કરે અને મોટાં શહેરોમાં તે વેચે તો શહેરના ગવલીને પોસાય નહિ એટલે સોંઘે ભાવે તે દૂધ આપી શકે, અને લંડન, કોપન્હેગન, ન્યુયૉર્ક વગેરે શહેરોમાં બન્યું છે તેમ શહેરમાંથી ગવલીઓને કાઢી શકે.

"આમ થાય તો ગાયની રક્ષા તો થાય જ, પણ સોંઘું તથા સરસ દૂધ મળવાને લીધે માણસની પણ રક્ષા થાય.

"કલકત્તાની પાંજરાપોળ ૨,૦૦૦ વૃદ્ધ ઢોરને થોડાં વધારે વર્ષ જીવતાં રાખવામાં ૧,૫૦,૦૦૦ રૂપિયા ખર્ચે છે. પાંજરાપોળના આશ્રયદાતાઓ દશ વર્ષની મદદ જેટલા રૂપિયાની મૂડી સાથે દુગ્ધાલય કાઢે તો તેને લીધે વર્ષે વર્ષે ૨,૦૦૦ જુવાન ગાયોની હત્યા અટકે એટલું જ નહિ પણ કલકત્તાના લોકોને સોંઘું, ચોક્ખું અને સ્વચ્છ દૂધ મળે અને પૈસા કાઢનારને વિશેષમાં સારું વ્યાજ મળે."

## ૧૦

## કલકત્તાનું પાપ

મિ. આઇસા ટ્વીડ 'કાઉ-કીપિંગ ઇન ઇંડિયા' નામના ઇંગ્રેજી પુસ્તકમાં લખે છે:

"વસૂકેલ ગાયો ખાટકી અથવા શહેરના વેપારીને કદી ન આપવી જોઇએ, પણ ગામડામાં એવા લોકોને આપવી જોઇએ કે જેને ચારાનું સાધન હોય અને જે ગાયોને સંભાળી શકે એમ હોય.

"સારી ગાય સુલભ નથી, અને કોઇ માણસને હાથ આવી જાય તો ગમે તે ભોગે તેણે એને રાખવી જોઇએ. ભવિષ્યમાં એ તેને પૂરો બદલો આપશે. વળી સારી ગાય ખાટકીને આપવી એ દુઃખની વાત તો છે જ, પણ તે ઉપરાંત એમાં દેશને હાનિ છે અને અપરાધ છે.

"કોઇને સારી ગાય વેચવી હોય તો તેની એણે જાહેરખબર આપવી જોઇએ. ખાટકી સામાન્ય રીતે આપે એટલે જ ભાવે તેને વેચાતી રાખનાર ઘણા ગ્રાહક મળી આવશે, અને એ રીતે ગાય બચી જશે.

"મેં આ વિષે ઘણા લોકો સાથે વાત કરી છે; અને સારી ગાય ખાટકીને નહિ આપવાનું તેમણે વચન આપ્યું છે. પણ થોડાએ જ પોતાનું વચન પાળ્યું છે. ખાટકી બહુ તો ગાયના ૬૦ રૂપિયા આપે; વસૂકેલ ગાયની સાધારણ કિમ્મત ૩૦–૪૦ રૂપિયા હોય છે. . . . ખાટકી આપે એના કરતાં ૧૦ રૂપિયા વધારે આપવા મેં વારંવાર કહ્યું, પણ આ લોકોએ બમણી કિમ્મત માગી અને અંતે મારી માગણી કરતાં ઓછે ભાવે ખાટકીને ગાયો આપી દીધી."

એ જ પુસ્તકમાં બીજે સ્થળે મિ. ત્રીવેદે લેખું કરીને સિદ્ધ કર્યું છે કે ગાયને બીજું વર્ષ રાખવાથી એક જ વર્ષ રાખવા કરતાં ત્રણગણો લાભ થાય છેઃ—

( ૧ ) વસૂકેલ ગાયને વેચી નાંખે તો

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| દૂધની ઊપજ (૩૦૦ દિવસ રોજના ૧૨ શેર; રૂપિયાના આઠ શેર લેખે) | રૂ. ૪૫૦ | ગાયનું મૂલ્ય | રૂ. ૨૪૦ |
| ૧૦ માસના વાછડાની કિ. | ,, ૪૦ | દશ માસનું ખાણ | ,, ૨૫૦ |
| ખાટકીને ગાય વેચતાં | ,, ૬૦ | કુલ | રૂ. ૪૯૦ |

કુલ આવક રૂ. ૫૫૦; ખર્ચ રૂ. ૪૯૦; નફો રૂ. ૬૦.

( ૨ ) બીજા વેતર લગી રાખે તો

| જમે | | ઉધાર | |
|---|---|---|---|
| દૂધ તથા વાછડાની કિમ્મત ઉપર પ્રમાણે | રૂ. ૪૯૦ | ગાયનું મૂલ્ય તથા ખાણ ઉપર પ્રમાણે | રૂ. ૪૯૦ |
| ગાય પાછી વીઆય ત્યારે એની કિમ્મત | રૂ. ૨૪૦ | વસૂક્યા પછી ચાર માસનું ખાણ | રૂ. ૩૨ |

કુલ આવક રૂ. ૭૩૦; ખર્ચ રૂ. ૫૨૨; નફો રૂ. ૨૦૮. પછી તે કહે છેઃ 'વ્યવસ્થા સારી હોવી જોઇએ. ખાટકીને ગાય આપવી એ કોઇ રીતે પોસાય નહિ. ઘણાં દુગ્ધાલય બેસી જાય છે એનું કારણ આ છે કે તે વાછડાંને મરવા દે છે, અને ગાયને ટાળી નાખીને ખાટકીને વેચી નાખે છે. આ હમેશાં વ્યવસ્થાને અભાવે ને બધું નોકરોને હાથે રહેવા દેવાથી બને છે.'

અંતે તે લખે છેઃ

"પહેલાં ગવલી ગાયોને સીધી ખાટકીને આપતા, પણ હવે વેપારીને આપે છે ને વેપારી ખાટકીને આપે છે. વેપારી દૂઝણી ગાય ગવલીને વેચે છે, અને એની કિમ્મતના ભાગ દાખલ વસૂકેલ ગાયને લઈને ખાટકીને વેચે છે. વેપારી ૩૦–૪૦ રૂપિયાની વસૂકેલ ગાય લઈને ખાટકીને ૪૦–૬૦ રૂપિયે આપે છે. ગવલી કહેશે કે અમે વાછડાં કે ગાય ખાટકીને દેતા નથી પણ દેશમાં મોકલીએ છીએ. આ તદ્દન ખોટી વાત છે. ગાય ફરીને દેશ જોવા પામતી નથી. કાં તો ખાટકીવાડે જાય છે ને કાં રંગુન કે સિંગાપુર કતલ થવા જાય છે.

"સરકારે અને મ્યુનિસિપાલિટીઓએ સારી ગાયની કતલ અટકાવવી જોઇએ."

લેફ્ટનંટ કર્નલ મૅટસને 'પાયોનિયર'માં ત્રણ વર્ષ ઉપર લેખ લખ્યો હતો એમાં તે કહે છેઃ "દૂધ વિષે સ્થિતિ ખરેખર અત્યંત ગંભીર છે. દેશમાં ૭ કરોડ ગાયભેંશ હશે, પણ એમાંની બહુ જ થોડી માણસને પહોંચે એટલું દૂધ આપે છે. ઘણીખરી તો એનાં બચ્ચાંને જોઇએ એટલું દૂધ

માંડ દેતી હોય તો. શહેરોમાં દૂધની પૂરી અછત રહે છે એ આ વાતનો પૂરાવો છે. આજ દુર્દશા છે, પણ ભવિષ્યમાં એનાથીયે ભયંકર દશા આવવાનો સંભવ છે, એટલે ચિંતા થાય છે.

"પંદર વીશ વર્ષ ઉપર દૂધ સોંઘું અને પૂરતું મળતું. પણ આજ તો એવાં હજારો છોકરાં હશે, જેનાં માબાપને એને સારૂ દૂધ જોઇએ છે, અને દૂધના ધંધામાં લેશમાત્ર વ્યવસ્થા હોય તો ઠીક લાભ રહે એટલો ભાવ આપવાને તત્પર છે, પણ ઠીક ઠીક દૂધેય પામતાં નથી. અછત એટલી છે કે એને લીધે પારાવાર ભેગ થાય છે, જેથી દૂધને દૂધ નામ જ ઘટતું નથી. સાથે સાથે ભાવ બેહદ ચડી ગયા છે. વધારે ખપ હોય ને ઉંચા ભાવ હોય તો છત થવી જોઇએ, પણ નથી થઈ, કારણ કે ઢોર ઉછેરનારા પ્રદેશોમાંથી જોઇએ એટલાં ઢોર મળતાં નથી.

"પંદર વીશ વર્ષ ઉપર શહેરો માટે જોઇતાં ઢોર મુખ્યત્વે પંજાબમાંથી મળતાં. અમૃતસરમાં સાંહીવાલ ગાયો સંખ્યાબંધ વેચાતી મળતી, અને હરિયાણામાંથી પણ પુષ્કળ ગાયો સાધારણ ભાવે આવતી. આ બેય ઝરણ હવે સૂકાઈ ગયાં છે. સિંધમાં હજી ગાયો છે પણ ખપજોગી નથી. પરિણામે હવે શહેરોમાં ભેંશ આવવા માંડી છે, અને સારી જાતની ભેંશ પણ પૂરી પડતી નથી. ૧૯૧૧માં મેં રોહતક, હિસ્સાર અને ફાઝિલ્કાને અડખેપડખેથી ત્રણ માસમાં ૧૫૦૦ દૂઝણી ભેંશ સરેરાશ ૧૦૦ રૂપિયાને ભાવે વેચાતી લીધી હતી. આજ એટલે જ પ્રયત્ને ૫૦૦-૬૦૦ માંડ મળે, અને કિમ્મત એકની ૨૫૦ રૂપિયાથી ૩૦૦ લગી દેવી પડે.

"હિંદુસ્તાનનાં શહેરોમાં ઢોરની ખુવારી થાય છે એવી જગતમાં બીજે ક્યાંય નથી થતી ને એને લીધે સ્થિતિ ગંભીર થઈ પડી છે.

"ઢોરની ઉત્પત્તિ બહુ હોય તો આ ખુવારી ન નડે. પણ ઉત્પત્તિ ઓછી છે. ઢોર ઊછેરનારા પ્રદેશમાં ઢોર બહુ છે પણ દૂધાળાં ઢોર દિવસે દિવસે ઓછાં થતાં જાય છે. સરસ ઢોર મોટાં શહેરોમાં જઈને માર્યાં જાય છે. નબળાં ઢોર પાછળ રહે છે, એની નબળી ઓલાદ વધ્યે જાય છે."

## ૧૧

# મુંબઈનું પાપ

હવે મુંબઈમાં ઢોરોની કેવી દુર્દશા છે તે જોઈએ.

સર હૅરોલ્ડ મૅને કરેલું મુંબઈના તબેલાનું તાદૃશ વર્ણન આપણે જોઈ ગયા. ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સ્ કરતાં મુંબઇમાં બાર તેર ગણું મોંઘું દૂધ મળે છે એ પણ જાણ્યું. આવું મોંઘા મૂલનું દૂધ પાછું કેવું હોય છે? આશરે ૧,૪૦૦ નમુનાનું પૃથક્કરણ કરતાં ડૉ. જોષીએ જોયું કે તેમાંથી ૮૦ ટકામાં પાણીનો ભેગ છે, અને ૯૦ ટકા ઉપરમાં કચરો ઇત્યાદિના સૂચક જંતુઓ છે. આવું ભારે દૂધ એક દિવસનું જણ દીઠ ૩.૧ અધોળ વરે છે; ઇંગ્લંડમાં ૧૦ અધોળ ને યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨૦ અધોળ. ૧૯૧૫માં મુંબઈમાં એક દિવસનું ૩,૦૦,૦૦૦ શેર દૂધ ખપતું તે ૧૯૨૨માં ઘટીને ૨,૨૯,૯૭૦ શેરે આવીને ઊભું. પરિણામે મુંબઈમાં જન્મતાં બાળકોમાંથી અર્ધા ઉપર એક વર્ષની અંદર જ મરી જાય છે, અને સાધારણ મરણ-પ્રમાણ પણ વધારે રહે છે.

મદ્રાસ કલકત્તામાં ઢોર ઉપર અત્યાચાર થાય છે અને એનાં બચ્ચાંને મારી નાખે છે એ જ દશા મુંબઈમાં પણ વર્તે છે. ડૉ. જોષી લખે છેઃ

"મોટાં શહેરોમાં વસૂકેલ ઢોરની કતલ થાય છે, એને લીધે કેટલેક અંશે દેશમાં સારાં દૂધાળાં ઢોરની સંખ્યા ઘટે છે. મુંબઈમાંની ઘણીખરી ગાયભેંશ વસૂકે એટલે કાં ખાટકીને વેચાઈ જાય છે અને કાં ગામડામાં ચરવા મોકલાય છે. મુંબઇના ચીફ વેટરનરી ઇન્સ્પેક્ટરના કહેવા પ્રમાણે વસૂકેલ ઢોરમાંથી ૭૫ ટકાની કતલ થાય છે અને માત્ર ૨૫ ટકા ગામડે મોકલાય છે. ૧૯૧૪-૧૫માં વાંદરામાં ૪૪,૧૭૭ ગાય અને ૮,૫૭૪ ભેંશની કતલ થઈ. તેમાં ૩,૦૦૦ ગાય અને બધી ભેંશ મુંબઇના તબેલામાંથી આવેલી હતી, એ જ મુદતમાં કુરલામાં આશરે ૫,૦૦૦ ભેંશની કતલ થઈ, એટલે એક વર્ષમાં મુંબઈમાં એકંદર આશરે ૧૩,૬૦૦ ભેંશની કતલ થઈ. એવી ગણત્રી કરે છે, કે મુંબઈમાં જે ભેંશ છે તે બધામાંથી ૪૦-૪૫ ટકા કતલખાને જાય છે, એટલે દેશમાં દૂધાળાં ઢોરની ખેંચ રહે છે."

૧૯૧૨માં સરકારે મુંબઈ ઇલાકાનાં ઢોરની જાતો વિષે મિ. હ્યુલેટકૃત પુસ્તક પ્રકટ કર્યું છે, એમાં તે કહે છેઃ

"સુરતી ભેંશ દૂઝતી હોય ત્યારે મુંબઈના દૂધવાળા એને સંખ્યાબંધ વેચાતી આણે છે, અને વસૂકે એટલે ખાટકીને વેચી નાખે છે. કતલ મુખ્યત્વે ચરબી અને ચામડાંની લાલચે થાય છે, અને માંસ સૂકવી બિલ્ટૉંગ બનાવી તેને બ્રહ્મદેશ ચડાવે છે."

પૂનાના ખેતીવાડી વિદ્યાલયવાળા પ્રોફેસર નાઇટ તથા મિ. હૉર્ને મુંબઇમાં દૂધના ધંધાની સ્થિતિ વિષે ૧૯૧૩માં લેખ લખ્યો હતો, તેમાં શહેરો વચ્ચે ઢોરને રાખવાથી કેટલું નુકસાન થાય છે તે આ પ્રમાણે દર્શાવ્યું છેઃ

"કિમ્મતી ખાતર નકામું જાય છે. ઢોરને લીલો ચારો મળતો નથી, અને મળે તોપણ તે દૂરથી આવેલ હોય એટલે તાજો કે હિતકારી ન હોય. લીલા ચારાની ખાણ બની ન શકે. ઢોરને સૂકું ઘાસ અને પુષ્કળ અનાજ અપાય, જેનાથી એની તબિયત બગડે. વળી ઘણોખરો વખત ઢોર બંધાયેલ જ રહે, અને જેના ઉપર ઘાસ કે એવું પાથરેલ ન હોય એવા પત્થર ઉપર એને બેસવું પડે; આથી પણ ઢોર શરીરે સુખી ન રહી શકે. ખાણનું ખર્ચ બહુ લાગે. બધા નુકસાનમાં સર્વોપરિ નુકસાન તો આ થાય છે, કે વસૂકેલ ઢોર તથા નાનાં બચ્ચાં રાખવાં પરવડતાં નથી, અને એ સર્વે ખાટકીને હાથ જવાને લીધે ઢોરની ઉત્તમ ઓલાદો બરબાદ થતી જાય છે."

છેલ્લા મુદ્દા વિષે એ જ લેખમાં બીજે સ્થળે આ લેખકો કહે છેઃ

"મુંબઈ કલકત્તા જેવાં મોટાં શહેરોમાં દૂધવાળા તરત વીઆયેલ ગાય કે ભેંશ વેચાતી આણે છે, બચ્ચાને ભૂખે કે બીજી રીતે મારી નાખે છે; ખાણ નીકળે એટલું દૂધ આપે ત્યાં સુધી એ ઢોરને દોહે છે અને પછી ખાટકીને વેચી નાખે છે. આ પ્રમાણે દૂધાળાં ઢોરની સંતતિનો અકાળે અંત આવે છે. દેશાવરથી મુંબઈ ઢોરને આણવાનું ખર્ચ બહુ લાગે, અને એને નિભાવવાનું ખર્ચ પણ આકરું, એટલે સરસમાં સરસ જે ઢોર મળી શકે એવાં જ રાખવાં આ લોકોને પોસાય. હમણાં હમણાં ગાયભેંશની સારામાં સારી જાતો અત્યંત ઘટી ગઈ છે, તે એટલે સુધી કે છેલ્લાં દશ વર્ષમાં એનો ભાવ ત્રણગણો થઈ ગયો છે."

આ સ્થિતિમાં કરવું શું, એ પણ લેખકોએ બતાવ્યું છેઃ

"મુંબઈ જેવાં શહેરોની વચ્ચે સાર્વજનિક ઉપયોગનાં ઢોર રાખવાનું કાયદાથી બંધ કરવું જોઇએ. તો પછી દૂધવાળાને દૂર જવું પડે, જ્યાં લીલો ચારો મળે અને તે પણ એટલો સોંઘો કે વસૂકેલ ઢોરને અને નાનાં બચ્ચાંને પાળવાં પોસાય. ઘેર ઘેર દૂધ પહોંચાડવા સારું એ લોકોને સહકારી પદ્ધતિ સ્વીકારવી પડે, એટલે દૂધ ઉપર અંકુશ રાખવાનું કામ સરળ થાય. દૂધ ઉત્પન્ન કરવાનું ખર્ચ ઓછું થાય, પહોંચાડવાનું ખર્ચ પણ ઘટે, ઢોરનું ખર્ચેય ઓછું લાગે, દૂધ સ્વચ્છ ઊપજે અને દેખરેખ સહેલાઈથી રાખી શકાય."

મોટાં શહેરોમાં દૂધ પૂરું પાડવાના ઉપાય વિચારવા મુંબઇ સરકારે એક સમિતિ નીમી હતી એનો હેવાલ ૧૯૧૬માં પ્રકટ થયો હતો; એમાંથી થોડોક ભાગ નીચે ટાંક્યો છે:—

"મુંબઈમાં કોઇ પણ એક વખતે ૨૦,૦૦૦ ભેંશ હોય છે, એનો અર્થ એમ થયો કે વર્ષમાં ૩૦,૦૦૦ ભેંશ મુખ્યત્વે ગુજરાત-કાઠિયાવાડથી મુંબઈ આવે છે. આ ૩૦,૦૦૦ માંથી ૩,૦૦૦ સાધારણ રીતે કાઢી નાખવા જેવી થાય એમ લાગે; પણ વસ્તુતાએ તો આના કરતાં બહુ મોટી સંખ્યા કતલખાને જતી જણાય છે. ૧૯૧૪-૧૫માં કુલ ૧૩,૫૦૦ ભેંશની મુંબઈના તબેલામાંથી કતલ થઈ. આ ઉપરથી લાગે છે કે મુંબઈની પરિસ્થિતિને પરિણામે વર્ષે વર્ષે ૧૦,૦૦૦ ઉપયોગી ભેંશ મારી જાય છે.

"શહેરના ગવલીને ભેંશનું દૂધ જોઇએ છે, અને પાડું ઊછેરવું પોસાય નહિ એટલે પાડું એને જોઇતું હોતું નથી. એટલે એ પાડાને સંભાળને અભાવે મરવા દે છે, અને કોક

વાર એને જીવતું ઊકરડે નાખી આવે છે. આથી દેશને ઉત્તમ ભેંશનાં સંખ્યાબંધ પાડાંની વર્ષે વર્ષે ખોટ જાય છે."

નડિયાદની ઈંડિયન ડેરી સપ્લાઇ કંપનીવાળા મિ. રીજ્ કહે છે:

"ઢોરની નીકાસ તથા બચ્ચાંની કતલ તથા નાશને લીધે ઉંચી જાતનાં ઢોરનું સત્યાનાશ નીકળતું જાય છે. આ દેશમાં બચ્ચાંને એની માને ધાવવા દેવાની રીત છે એટલે દૂધાળું ઢોર જાય એની સાથે એનું બચ્ચું પણ જાય છે. બાર વર્ષ અગાઉ સારી સિંધી ગાય ૮૦ રૂપિયે મળતી. પરદેશ ચડવાને લીધે સિંધી ગાયની અછત થવા મંડી છે, એટલે આજ એવી સારી ગાય ૧૮૦ રૂપિયા દેતાંય મળતી નથી. એ જ વખતે દિલ્લીની સારી ભેંશ ૧૨૦ રૂપિયામાં આવતી; આજ ૨૦૦ રૂપિયામાં મળે. આ જાતની પણ અછત થતી જાય છે, કેમકે તે કલકત્તા, મુંબઈ વગેરે સ્થળે જાય છે, અને ત્યા દૂઝતી આળસી જાય એટલે ખાટકીને હાથ જાય છે.

"ઢોરનો નાશ અટકાવવા માટે સારાં દૂધાળાં ઢોરની કતલની મના થવી જોઇએ, અને વસૂકેલ ઢોરને ગામડે પહોંચાડવા સારું આગગાડીનું ભાડું બહુ ઓછું રાખવું જોઇએ."

મિ. સ્મિથ ગુજરાતી તથા દિલ્લીની ભેંશની સરખામણી કરતાં લખે છે: "ગુજરાતી ભેંશ મુંબઈના દૂધવાળાને એક વાતે કામ દેતી નથી, તે એ કે ખાટકીને વેચતાં દિલ્લીના ભેંશ જેટલું એનું ઊપજતું નથી. ઢોર વસૂકતાં જ ખાટકીને દઈ દેવાનું હોય, એટલે ઠીક દૂધ આપે તેની સાથે શરીરે ભારે હોય

એવું ઢોર આ લોકોને જોઈએ; અને દિલ્હીની ભેંશ ગુજરાતી ભેંશ કરતાં વધારે માંસાળી હોય છે.

"ગુજરાતી ભેંશનો વંશ નાબુદ થતો જાય છે એવી વાત સંભળાય છે; પણ આપણે આશા રાખીએ છીએ, કે એક વખતે જે પ્રખ્યાત હતી અને જેની છત હતી એવી સાંહીવાલ ગાય હવે લગભગ નાબુદ થઈ ગઈ છે, એવું ભવિષ્ય ગુજરાતી ભેંશનું પણ ન થાય એની સરકાર સંભાળ રાખશે."

૧૯૧૯માં મુંબઈના દૂધાળાં ઢોરના તબેલા વિષે ડૉ. મૅને હેવાલ લખ્યો હતો એમાં તે કહે છે:

"મુંબઈ જેવા શહેરવચ્ચે રખાતાં ઢોર વસૂકે એટલે કતલ થઈ જાય છે. એવાં જ સરસ ઢોર નિયમિત અને સંખ્યાબંધ ઊછરતાં રહેતાં હોય તો તો જાણે ઠીક, અને ભવિષ્યમાં દૂધ પૂરું પડવા વિષે ચિંતા ન રહે. પણ ખપજોગાં ઢોર ઊછરતાં નથી, એટલે સારાં ઢોર મળવાં વધારે વધારે કઠણ, અને મોઘાં થતાં જાય છે, એટલે દૂધનો ભાવ અવશ્ય ચડ્યા જ કરશે."

૧૯૨૦ માં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે મુંબઈની ધારાસભામાં એક ઠરાવ મંજુર કરાવ્યો હતો, કે દેશનાં ઢોરની તપાસ કરવા અને કતલ તથા નીકાસ ઉપર અંકુશ વિચારવા સરકારે એક સમિતિ નીમવી. આ ઠરાવ સભા આગળ મૂકતાં તેમણે કહ્યું:

"મુંબઈની કૉર્પોરેશનને મેં આ સંબંધમાં કાગળ લખ્યો હતો, અને મ્યુનિસિપલ કમિશનરે કરેલ હેવાલ ઉપરથી જણાયું કે એક મુંબઈ શહેરમાં જ ૧૦,૦૦૦ ઉપયોગી ભેંશ વર્ષે વર્ષે મારી જાય છે. . . . આનો ઉપાય કરવાનું કામ સરકારનું છે કે પ્રજાનું એ પ્રપંચમાં આપણે નહિ પડીએ.

પણ પ્રજા આગળ આવીને આ કતલ ન અટકાવે, તો સરકારે અવશ્ય એવી વ્યવસ્થા કરવી જોઇએ, જેથી આ દૂધાળાં ઢોર કતલખાને ન જવા પામે અને વસૂકેલ ઢોરનો નીકાલ કરવાની બીજી કોઇ રીત દૂધવાળાએ યોજવી પડે."

૧૯૨૪માં મિ. કોઠાવાળા લખે છે:

"૧૯૨૧માં વાંદરામાં ૧૧,૫૩૬ ભેંશની અને લગભગ એટલી જ ભેંશની કુરલામાં કતલ થઈ. આ બધાં ઢોર મુંબઇના તબેલામાંથી આવ્યાં, અને તેમાંનાં ઘણાંખરાં બીજા ત્રીજા વેતરનાં એટલે ભરજુવાનીમાં હતાં."

આપણા છેલ્લા સાક્ષી મુંબઈના મ્યુનિસિપલ કમિશનર મિ. ક્લેટન છે, એણે તા. ૧૫મી ડિસેમ્બર ૧૯૨૪ને દિવસે કૉર્પોરેશનને પત્ર લખતાં કહ્યું:

"મુંબઈમાં આજ દૂધ મોંઘું મળે છે અને ભવિષ્યમાં આથીયે મોંઘું મળવાનું જોખમ છે, એનું એક જ કારણ છે ને તે એ કે ઢોરને શહેર વચ્ચે રાખવામાં આવે છે. દૂધની મોંઘવારીનાં મુખ્ય બે કારણ છેઃ—(૧) ઢોરના ખાણનું ખર્ચ બહુ લાગે છે, અને (૨) ઢોરની મૂળ કિમ્મતમાં ભારે ઘટ આવે છે.

"(૧) ઢોર કૃત્રિમ દશામાં રહે છે, એટલે એને દૂઝતું રાખવા સારું ભારે મોંઘું ખાણ દેવું પડે છે. સ્વાભાવિક દશામાં ઢોર રહે તો આવું ખાણ ન આપવું પડે. વળી ચારો ઊગે ત્યાંથી ઘણે દૂર શહેરમાં આણવો પડે, એટલે દૂરથી આણવાનું ખર્ચ લાગે, તે ઉપરાંત મુંબઈ જેવા શહેરમાં ચારો સંઘરવાનું ખર્ચ પણ આકરું લાગે; આથી ખાણનું ખર્ચ વધી જાય છે.

"(૧) કરતાં વધારે મહત્ત્વનું કારણ આ છે, કે (૨) ઢોરની મૂળ કિમ્મતમાં ભારે ઘટ આવે છે. ચાલુ પદ્ધતિમાં ઢોર વસૂકે એટલે એને ખાટકીને વેચ્યા વિના દૂધવાળાને બીજો કાંઇ ઉપાય હોતો નથી. આ પ્રમાણે કિમ્મત ઊપજે તેની તથા મૂળ કિમ્મતની વચ્ચે બહુ ફેર હોય છે, અને આ ફેર દૂધના ભાવમાંથી કાઢવો પડે છે. ઢોર સ્વાભાવિક સ્થિતિમાં રહે અને પાછાં ફળે તથા પૂરૂં આયુષ ભોગવે તો આ આફતથી આપણે બચીએ. હમણાં હમણાં મુંબઈ આવતાં ઢોરની મૂળ કિમ્મત ખૂબ વધી ગઈ છે, પણ વસૂકેલ ઢોરની ઊપજતી કિમ્મતમાં પ્રમાણમાં વધારો થયો નથી. દૂધની મોંઘવારીનું આ એક વિશેષ કારણ છે, અને શહેરમાંથી તબેલા તદ્દન કાઢી નાખવાનો પ્રયત્ન નહિ થાય તો દૂધનો ભાવ ચડવાનું જોખમ માથે ઝઝૂમતું રહેશે.

"આ તો મુંબઈની સ્થાનિક વાત થઈ. પણ મુંબઈ આવતાં ઉપયોગી ઢોરની અકાળે કતલ થવાને લીધે દેશનું સ્વાભાવિક ધન નિરંતર તણાતું જાય છે. શહેરમાં તબેલા ન હોય તો એકે ઉપયોગી ઢોરની કતલ ક્વચિત્ જ થાય."

૧૨

## સરકારની કુદૃષ્ટિ

પશુવધના નિવારણના ઉપાય અહીં લગી છૂટક છૂટક વિચાર્યા છે તેને એકત્ર કરીને આ લેખમાળા સંકેલી લેવી ઠીક છે, પણ તે પહેલાં સરકારી રાજનીતિએ આપણા પશુધનના નાશમાં જે ભાગ ભજવ્યો છે તે સહજ જોતા જઈએ.

પ્રાચીન સમયમાં અને મુસલમાની રાજ્યમાં પણ ગોચર પુષ્કળ હતું, અને જંગલોમાં ઢોર છૂટથી ચરી શકતાં હતાં, એટલે ઢોરને પાળવાનું ખર્ચ લગભગ નહિ જેવું આવતું. પણ સરકારની ગોચર ઉપર કુદૃષ્ટિ થઈ. ઢોરનો પક્ષ કોણ લ્યે? કદાચિત કોઈ લ્યે તો એનું સાંભળે કોણ? સરકારે જમીન મહેસુલને લોભે ગોચર ખેડાવી નાખ્યાં, ને ક્યાંક ક્યાંક પાદરી વગેરેને અર્પણ કર્યાં.

ડિગ્બી લખે છે:

"ગુજરાતમાં મુક્તિફોજવાળાને ખેતીને અર્થે જમીન જોઈતી હતી; તેમને અત્યંત અનુકૂળ પડે એવી ૫૬૦ એકર

જમીન ગોતતાં જડી આવી. પણ ત્યાં મોટે ભાગે ગોચર હતું અને અનાદિકાળથી ઘાસ જ ઊગતું. એ જમીનના કટકા થાય અથવા એ હરાઈ જાય તો ખેડૂતના મોટા ગામને પીડા થાય. ખેડૂતોએ રાવ ખાધી, પણ એ લોકોનો શ્રમ નિરર્થક હતો. પાદરી તો લોકોને શાશ્વત જીવનનું લાણું કરવા આવ્યા હતા, પછી ભલે ને, પાદરી દિવ્ય વસ્તુઓ ભેળી પાર્થિવ વસ્તુ પણ હાથ કરે એને પરિણામે, તેમની મર્ત્યલોકની જાત્રા પૂરી થઈ જાય. સરકારે મહાપ્રયત્ને હુલ્લડ થતું રોક્યું. જે માણસે મને આ વાત કહી એને મેં કહ્યું, 'લોકોએ તોફાન કરવું જોઈતું હતું.' તેણે ઉત્તર વાળ્યો, 'કદાચ; એક વેળા તેઓ ધીંગાણું કરવાની અણી ઉપર જ હતા.' "

આમ ગોચર દબાતું જવાને લીધે, આજ દેશમાં ગોચરનું પ્રમાણ બીજા કોઈ પણ દેશ કરતાં ઓછું છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં ૧૬ એકર જમીને ૧ એકર ગોચર, જર્મનીમાં તથા જપાનમાં ૬ : ૧ અને ઇંગ્લંડ તથા ન્યુ ઝીલંડમાં ૩ : ૧ છે, પણ આપણે અહીં ૨૭ : ૧ છે. વળી યુનાઈટેડ સ્ટેટ્સમાં ઢોર દીઠ સરેરાશ ૧૨ એકર, ન્યુ ઝીલંડમાં ૮ એકર, જપાનમાં ૬.૭ એકર, ઇંગ્લંડમાં ૩.૫ એકર ગોચર છે, પણ હિંદુસ્તાનમાં માત્ર .૭૮ એકર છે. પછી ઢોરની દુર્દશા થાય એમાં કાંઈ આશ્ચર્ય નહિ. સર વિલ્યમ હંટર લખે છે:

"કાંઈક હવા તથા જમીનની પ્રતિકૂળતાને લીધે, કાંઈક ગોચરને અભાવે, અને કાંઈક ઉત્પત્તિ વિષે બેદરકારીને લીધે ઢોરની દશા અત્યંત મોળી છે. ખેતી વધે છે તેમ ગોચર ઘટે છે, અને બિચારાં ઢોરને દિવસે દિવસે વધારે વધારે વિષમકાળ આવતો જાય છે."

વળી સરકારના ખેતીવાડી ખાતાના સલાહકાર કહે છે:

"ઢોર ઊછેરવા માટે ગોચર તદ્દન આવશ્યક છે. ગોચરથી પગ તથા માંસપેશી મજબુત થાય છે, અને શરીરનો પૂરો વિકાસ થાય છે. કોડમાં ખાણુ દીધે ઢોર વામનરૂપ, વાંકા પગવાળાં અને દૂબળાં થાય છે. નાનાં બચ્ચાં પણ મા સાથે ફરતાં ફરે એટલે એની વધારે સંભાળ લેવાય છે."

કોઇ કહે કે વસ્તી વધે તેમ ગોચર જમીન ખેડાવાની જ. પણ નીચલા કોઠા ઉપરથી જણાય છે, કે ખેતીનું ક્ષેત્રફળ વધે છે પણ તેની સાથે સાથે સરેરાશ પાક ઓછો ઉતરે છે:

મુંબઈ

| વર્ષ | ૧૯૧૦-૧૧ | ૧૯૧૩-૧૪ |
|---|---|---|
| ખેડેલ જમીન એકર | ૩૦,૭૪૨,૦૦૦ | ૩૦,૮૪૫,૦૦૦ |
| એકરે પાક શેર | ૫૪૦ | ૫૦૧ |

બંગાળા

| વર્ષ | ૧૯૦૨-૦૪ | ૧૯૦૪-૦૫ |
|---|---|---|
| ખેડેલ જમીન એકર | ૫૯,૩૧૪,૦૦૦ | ૬૧,૩૦૪,૦૦૦ |
| કુલ પાક ટન | ૨૬,૩૭૭,૧૯૭ | ૨૪,૬૭૬,૪૩૯ |

વાયવ્ય સીમા પ્રાન્ત

| વર્ષ | ૧૯૦૩-૦૪ | ૧૯૦૭-૦૮ |
|---|---|---|
| ખેડેલ જમીન એકર | ૨,૪૬૬,૨૨૦ | ૨,૬૫૭,૯૦૬ |
| એકર દીઠ પાક શેર | ૬૫૮ | ૫૬૬ |

સરકારની જંગલ નીતિથી પણ એટલું જ નુકસાન થયું છે. ડિગ્બી કહે છે:

"૧૮૯૮ માં જંગલની ઊપજ ૧,૨૩૯,૯૧૨ પાઉંડ થઇ, તેમાંથી જંગલ સંભાળવામાં અર્ધા ઉપરાંત ખર્ચ થયું. લોકોને

ગોચર તથા બળતણની કેટલી ખોટ ગઈ એ ભગવાન્ જાણે. ખેડૂતના જૂના અધિકારનો બદલો આપવા સરકાર બેસે તો બહુ પૈસા દેવા પડે."

સર વિલ્યમ હંટર કહે છે:

"ખેતી સુધારવામાં પ્રથમ અંતરાય આ છે કે ઢોર થોડાં છે અને નબળાં છે. . . .

"બીજો અંતરાય આ, કે ખાતર નથી. વધારે ઢોર હોય તો વધારે ખાતર થાય, અને લાકડાંને અભાવે લોકો છાણાં બાળે છે. આ સ્થિતિમાં ખેતી એટલે અન્ન નીપજાવવું એમ નહિ પણ માત્ર ભૂમિનો રસકસ લુંટવો એટલું જ છે."

અધૂરામાં પૂરું, સરકારનાં ખેતીવાડી તથા પશુવૈદ્યકનાં ખાતાંઓએ ગાયની દૂધ ઉપજાવવાની શક્તિને ભોગે માત્ર બળદની વહનશક્તિ વધારવા ઉપર લક્ષ રાખીને ગાયનું નખોદ કાઢી નાખ્યું. એટલે હવે દૂધને અર્થે ગાયને કોઇ રાખતું નથી. પરિણામે બળદ સારું ગાય, અને દૂધ સારું ભેંશ રાખવી પડે છે, એટલે એકનું કામ કરવા બે ઢોર પાળવાં પડે છે, અને એક છેડે ગાયનો તથા બીજે છેડે પાડાનો મરો થાય છે. મિ૦ વિલ્યમ સ્મિથ કહે છે:

"હું હિંદુસ્તાનમાં ૧૬॥ વર્ષથી છું. તે દરમ્યાન પંજાબ, સંયુક્તપ્રાંત, મધ્યપ્રાંત, સિંધ, મુંબઇ તથા મદ્રાસપ્રાંતમાં ઢોર ઊછેરવાના ધંધા સાથે મારે નિકટનો સંબંધ રહ્યો છે, અને મારો વિચારપૂર્વક અભિપ્રાય છે, કે મારા આવ્યા પછી ઢોરની અવનતિ થઈ છે, અથવા વધારે ચોકસ એમ કહું, કે ૧૬ વર્ષ પૂર્વે જેવાં સારાં ગાયબળદ મળતાં તેવાં સારાં આજ ગમે તે ભાવ દેતાં પણ ઠીક સંખ્યામાં મળતાં નથી.

"સરકારી ખુંટમાંથી દૂધોત્પાદક શક્તિ જાણી કરીને કાઢી નાખવામાં આવવાને લીધે, અને મા બહુ દૂધાળી હોય તો તેથી એના વાછડા સારા બળદ નીવડે નહિ એવું સરકારી ખાતાંઓએ નિરંતર શીખવ્યા કર્યું એને લીધે, ઢોરને જેટલું નુકસાન થયું છે એટલું બીજા શેનાથીયે નથી થયું, કારણ આને લીધે આખા ઉદ્યોગના મૂળ ઉપર કુહાડો પડ્યો છે.

"દૂધ અને વહનશક્તિ બેયનો સાથે સાથે વિકાસ કરવો જોઇએ. એક વિના બીજું અસંભવિત છે, અને બેય કદી વિખૂટાં પડતાં નથી."

# ૧૩

## ઉપસંહાર

છેલ્લી પણ અત્યંત મહત્ત્વની વાત આ વિચારવાની છે, કે ઉપર ચિત્રેલી દુર્દશાથી કેમ કરીને છૂટાય?

આવશ્યકમાંય પરમ આવશ્યક આ છે, કે આજની અભૂતપૂર્વ ભયાનક પરિસ્થિતિને પહોંચી વળી શકાય એને અર્થે આપણી ગોશાળા, પાંજરાપોળ વગેરે જીવદયાની સંસ્થાઓની સમયને અનુસરતી પુનર્ઘટના કરવી જોઈએ. પાંચ પચવીશ ખોડાં ઢોરને વીસામો આપ્યો, અથવા બે પાંચ રોગી ઢોરના ઉપચાર કર્યા એટલેથી સંતોષ માનીને બેસીએ એ કામ નહિ આવે; કારણ જેટલાં ઢોરને એના ધણી નકામાં કરીને કાઢી નાખે એ સઘળાંને પ્રજાના દાનને આધારે નિભાવી શકીએ એવી આજ સ્થિતિ નથી રહી. હવે તો ધર્માદા સંસ્થાની આવક વધારવાનાં બીજાં સાધન ગોતવાં પડશે.

પ્રથમ તો, ઢોર તન્દુરસ્ત અને જુવાન હોય ત્યારે તે જે નફો આપે તે બધો નફો આપણે સંઘરવો અને ઢોરને

અર્થે સાચવવો જોઇએ, અને એ નફો ઢોરને વૃદ્ધાવસ્થામાં, રોગી દશામાં અને અકસ્માતને પ્રસંગે નિભાવવામાં વાપરવો જોઇએ.

આનો અર્થ એમ, કે એકેએક ગોશાળા કે પાંજરાપોળ, જ્યાં તે સ્થપાયેલ હોય ત્યાં બધા લોકોને દૂધ, ઘી વગેરે પૂરું પાડવાનું કામ માથે લ્યે. એટલે કે વસ્તીના પ્રમાણમાં ઝાઝાં કે થોડાં દૂધાળાં ઢોર ગોશાળા રાખે. જેટલાં ઢોર દૂઝતાં હોય એટલાં શહેરને પડખે રાખે. વસૂકેલ તથા અશક્ત ઢોર જ્યાં એને પાળવાનું ખર્ચ નહિ જેવું આવે એવાં ગામડાંમાં કે વીડીમાં રાખે.

ઢોરની ઓલાદ પ્રત્યે ધ્યાન ન રહ્યું એ ઢોરની ખરાબીનું એક કારણ છે, એટલે ગોશાળા જે સરસ ખુંટ રાખે તેનો ઉપયોગ આજુબાજુના લોકોને પણ કરવા દે. અમેરિકાનાં ઉત્તમ ઢોર વર્ષે વીશથી ત્રીશ હજાર શેર દૂધ આપે છે, ત્યાં આપણાં ઢોર બહુ તો પાંચથી સાત હજાર શેર આપે છે. ઓલાદ વિષયે ધ્યાન રહે અને બરાબર ખાણ તથા બરદાસ હોય તો આ ઊપજ બેવડી ત્રેવડી સહજ જ થઇ શકે. આંકેલ ખુંટિયા (રખડતા આખલા) ઘણા તો નમાલા હોય છે, એને ગોશાળા સંભાળી લઇને રખડતા અટકાવે. બ્રાહ્મણને આપવાની સોપારી જેમ ખોરી આણે, અને જેમ વિવાહમાં ઘેર ઘેર લાણમાં દેવાની ખારેક હલકી લઇ આવે, તેમ લીલ પરણાવીને (વૃષોત્સર્ગ કરીને) પુણ્ય કમાઇ લેવાને ઉત્સુક માણસો જેવા તેવા વાછડાને છુટ્ટો મૂકે છે, એને સમઝાવવું કે એમાં પુણ્ય નહિ પણ કેવળ પાપ છે. લીલ તો તે જ પરણાવે, કે જે માણસ જાતિવંત અને સરસ વાછડો પસંદ કરે અને

લીલ પરણાવતી વેળા એને ઊછેરવા તથા મરણ પર્યન્ત પાળવા જેટલા પૈસા પંચને સોંપે.

બીજું, ગોશાળા અથવા પાંજરાપોળમાં ઢોર મરે એનો તે પૂરેપૂરો ઉપયોગ કરી લ્યે, અને એક એક મરેલ ઢોરના ઉપયોગથી જે પૈસા ઊપજે તે વડે એક એક જીવતા ઢોરને કતલથી બચાવે. બીજા લોકોનાં ઢોર મરે એને પણ મેળવી લેવાનો પ્રયત્ન ગોશાળા કરે. એકેએક ગોશાળામાં કુશળ ચમાર રહે તે ચામડાં સંભાળે; ચામડાં મધ્યસ્થ ચર્માલયમાં કમાવાય ને એના જોડા વગેરે બનાવાય, જેથી કરીને આજ કતલ કરેલાં ઢોરના ચામડાના જોડા પહેરીને આપણે કતલને ઉત્તેજન આપીએ છીએ, એ ઘોર પાપથી બચીએ. એ જ પ્રમાણે શીંગડાં તથા હાડકાંના ગૃહ-ઉદ્યોગ ચમાર લોકોમાં દાખલ કરાય. ચરબી કાપડની મિલને અપાય, જેથી તે ખાટકી પાસેથી ચરબી લેતી આળસી જાય.

આ પ્રમાણે આપણી જીવદયાની સંસ્થાઓનો પુનરુદ્ધાર ન થાય અને એનો કાર્યક્રમ સમયને અનુસરતો ન થાય, તો ગોરક્ષા, જીવદયા આકાશકુસુમવત્ છે.

## ૧૪

# શુભ પ્રવૃત્તિ

શ્રી ઘાટકૂપર સાર્વજનિક જીવદયા ખાતાએ ૫૫૦ સરસ દૂઝણાં ઢોર વેચાતાં લઈને રાખવાનો તથા પ્રજાને દૂધ પૂરું પાડવાનો નિશ્ચય કરીને બીજી જીવદયાની સંસ્થાઓને ઉત્તમ દાખલો આપ્યો છે તેનો એને ધન્યવાદ ઘટે છે. મુંબઈ કલકત્તામાં દૂધનો ધંધો કાં તો નિર્ધનના ને કાં લોભીના હાથમાં છે.

बुभुक्षितः किं न करोति पापम् ।
क्षीणा नरा निष्करुणा भवन्ति ॥

અને लोभमूलानि पापानि । એટલે આ લોકોમાં દયા ક્યાંથી હોય ? બચ્ચાંને તો મુંબઈ આવતાંની સાથે જ તે મારી નાખે છે, અને ઢોર વસૂકે એટલે એને પણ ખાટકીને ભળાવે છે. આ પ્રમાણે દેશનાં જાતિવંત ઢોરનો ઘાણ નીકળ્યે જ જાય છે. આ ભયાનક વસ્તુસ્થિતિનો એક જ ઉપાય છે અને તે એ કે જીવદયાની સંસ્થાઓ દૂધનો ધંધો હાથ કરીને એને દયામય કરી મૂકે. ઘાટકૂપર જીવદયા ખાતું ઢોરની ઓલાદ સુધારીને એનું દૂધ ઉત્તરોત્તર વધારે, અને ઢોર જુવાનીમાં નફો આપે એમાંથી એનું ઘડપણ પળી જઈ શકે એમ પ્રમાણિક તથા કરકસરિયા વહીવટદ્વારા સિદ્ધ કરી આપે એવી આપણે આશા રાખીએ.

## ૧૫

## પાડાનો પક્ષ

ભારત તો કર્મભૂમિ છે, બીજા દેશમાત્ર ભોગભૂમિ છે; માણસમાત્રે ભારતી સન્તતિ પાસેથી ધર્મ શીખવાનો છે: આવી આવી કઈક બડાઈ આપણે ટાઢે પહોરે હાંકીએ છીએ. છતાં પણ ભૂતદયા વિષયે આપણે બહુ જ પછાત છીએ. વાસ્તવિક રીતે પશુઓને ગુલામ બનાવવાનો અને તેમની પાસેથી દૂધ તથા કામ લેવાનો માણસને લેશમાત્ર અધિકાર નથી. અને ગોરક્ષાના સંપૂર્ણ આદર્શને પામવું હોય તો માણસે કેવળ ફલાહારી બનીને અનાજ તથા દૂધનો ત્યાગ કરવો આવશ્યક છે; અથવા એક દૂધનો, કેમકે માણસ કદાચ ઢોરની સહાયતા વિના ધાન્ય પકવી શકે. પણ એવું તો સત્યયુગ બેસે ત્યારે બને; તરત તો જે પશુઓને આપણે પાળ્યાં (?) છે એના ઉપર ત્રાસ ન વર્તે એટલું આપણે સંભાળી શકીએ તોય બહુ કર્યું ગણાય. આ દૃષ્ટિએ બ્રિટિશ હિંદુસ્તાનમાં નોખી નોખી જાતનાં ઢોરના આંકડાનો આપણે અહીં વિચાર કરીએ:

૧૯૨૨–૨૩ના આંકડા નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| ખુંટ } બળદ } | { ૫૭,૦૫,૦૦૦ { ૪,૩૬,૨૧,૦૦૦ |
| ગાય | ૩,૭૧,૮૮,૦૦૦ |
| વાછડાં | ૩,૦૭,૪૦,૦૦૦ |
| પાડા | ૫૪,૧૨,૦૦૦ |
| ભેંશ | ૧,૩૫,૩૯,૦૦૦ |
| પાડાં | ૧,૦૦,૧૫,૦૦૦ |
| | ૧૪,૬૨,૨૦,૦૦૦ |

(૧) ખુંટબળદના તથા ગાયના, અને (૨) પાડાના તથા ભેંશના આંકડા વચ્ચે બહુ અંતર છે, તે ઉપલા કોઠામાં સહજ જણાઈ આવે છે. સામાન્ય રીતે જેટલી વાછડી એટલા જ વાછડા અને જેટલી પાડી એટલા જ પાડા જન્મે. એટલે આ અંતરનો અર્થ એમ થયો કે ૧,૨૧,૦૦,૦૦૦ ઉપર ગાય તથા ૮૧,૦૦,૦૦૦ ઉપર પાડાને આપણે ભૂખે અથવા બીજી રીતે મારી નાખ્યાં. આજ આપણું કાર્યક્ષેત્ર શું છે એ આ આંકડા ઉપરથી તરત સ્પષ્ટ થઈ જાય છે.

ગાયની ઓલાદ સુધારીએ તથા એને ઠીક ખાણુ આપીએ તેથી કરીને એનાં દૂધ માખણ વધે એટલે ગાયની રક્ષા સહજ જ થઈ જાય. પાડાની કઠણાઈ વિશેષ છે. ખરી રીતે તો ભેંશને માણસે પાળવી જ નહોતી જોઇતી, કારણ જેમ ગાયના પુત્ર પાસેથી આપણે કામ લઈ શકીએ છીએ અને મા કરતાંય તે વધારે ઉપયોગી થઈ પડ્યો છે, એવી પાડાની સ્થિતિ નથી. પાડો સ્વભાવે જડ રહ્યો, એને પાણી બહુ ભાવે, અને એ તાપ ન ખમી શકે એટલે અત્યંત ભેજવાળા પ્રદેશ વિના બીજે ખેતીમાં એ કામ ન આવે. દેવીને પાડાનો ભોગ ધરવા મંડ્યા તે પણ આ જ કારણે.

પાડો ઉપયોગી લાગ્યો હોત તો સ્વપ્નેય એનો ભોગ ન આપત. કહેવત છે કે ધર્મની ગાયના દાંત ન જોવા, કેમકે દાંતવાળી હોય તો તો એનું દાન જ શેના કરે? મહાવીરસ્વામીના સમયમાં રાજગૃહી નગરીમાં એક ખાટકી હતો તે એક દિવસમાં ૫૦૦ પાડાનો વધ કરતો એવો જૈનસાહિત્યમાં ઉલ્લેખ છે. ખોડાજી મહારાજ નામે એક જૈન સાધુ શ્રાવિકાઓને ઉદ્દેશીને લખેલા ચાબખામાં કહે છે:

'પાડી વાછડીઓને દૂધ પીવરાવો, પાડાને વાછડાને વારી.'

ભેંશના દૂધના રસિયા ભેંશના દૂધને ઠેકાણે ગાયનું દૂધ વાપરે એ ઇષ્ટ છે. અને એમ ન કરે ત્યાં લગી તેમનું કર્તવ્ય છે કે પ્રથમ પાડાને જોગવે અને પછી પારેવાંને ચણ નાખવાનો અથવા કીડીઆરાં પૂરવાનો વિચાર કરે. રાવણને વિષયે કહે છે, કે યમરાજા પોતાના પાડા ઉપર પખાલ નાખીને એને ઘેર પાણી ભરતા. ભગવાન્ હેમચંદ્ર આચાર્યે ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રમાં વણજારાના સંઘનું વર્ણન કર્યું છે તેના અંગમાં આકાશથી પૃથ્વી ઉપર ઊતરી આવેલ મેઘ જાણે કેમ ન હોય એવા પાણી વહેતા તથા લોકોની તરષ છીપાવતા પાડાની પણ નોંધ કરી છે:

महाकाया महास्कन्धा महिषास्तोयवाहिनः ।
महीप्राप्ता इवाम्भोदा जनानां चिच्छिदुस्तृषाम् ॥

पुरुषचरित्र । १–१–७० ॥

પાણી આણવાનું કામ પાડાને સૌથી વધારે અનુકૂળ છે. ઘાણીમાં તે ચાલે છે, અને લક્ષ્મીદાસભાઇની ઇષ્ટદેવતા પીંજણ પણ તેની પાસેથી કામ લઈ શકે એમ તે કહે છે. આવાં બીજાં કામ ગોતી કાઢવાં એ દયાધર્મીનું કર્તવ્ય છે.

## ૧૬

## પાડાની અવદશા

માણુસે ભેંશને પાળી, એને પાડા થાય તથા પાડાને ક્યાં કામે લગાડવા તે માણુસને સૂઝે નહિ, અને નિત્ય ઊઠીને પાડો ખાવાનું તો માગે જ. એટલે માણુસે એનો નાશ કરવાના વિવિધ ઉપાય યોજવા માંડ્યા, અને વાર્તામાં વરૂને ઘેટાના બચ્ચાને મારવું હતું એટલે તેં મને ગાળ દીધી, તેં નહિ તો તારા બાપે દીધી એમ બ્હાનાં કાઢ્યાં, એમ માણુસે પણુ કલ્પનાના ઘોડા દોડાવ્યા. પાડો નકામો છે એટલે દેવીને ભોગ પાડાનો ધરાવવો એમ નક્કી કર્યું, અને પછી દેવીએ હણેલા અસુરને મહિષાસુર નામ આપ્યું. મરાઠીમાં ગાય, ભેંશ અને બળદને શુભ ઉપમા આપી અને પાડાને પાપી ગણાવ્યો,

गाय गायत्री । महिषी सावित्री ।
बैल ब्राह्मण । रेडा पापी ॥

અને એવી એક વાત પણુ જોડી કાઢી, કે દક્ષિણુમાં એકેએક ગામડાની ઇષ્ટદેવતા લક્ષ્મી છે, તે પૂર્વજન્મે બ્રાહ્મણુકન્યા

હતી અને એના બાપે એને એક તરુણ વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણ સાથે પરણાવી. પાછળથી બાઈના જાણવામાં આવ્યું, કે એનો વર તો અંત્યજ છે, કોઇ બ્રાહ્મણના ઘર આગળ વાળતાં વાળતાં વેદમંત્ર સાંભળી લઈને એણે કંઠસ્થ કરી લીધા છે અને એમ કરીને એ બ્રાહ્મણમાં ખપ્યો છે. બાઈને બહુ ખોટું લાગ્યું, અને તરત પિતા પાસે જઈને એને પૂછયું, કે માટીનો ઘડો અભડાય તે કેમ કરીને શુદ્ધ થાય? બાઈના પ્રશ્નનું રહસ્ય સમજ્યા વિના બ્રાહ્મણે તો વ્યવસ્થા આપી દીધી કે ભ્રષ્ટ થયેલું માટલું અગ્નિ વડે જ શુદ્ધ થઈ શકે. બાઈ ઘેર આવી, ને અગ્નિ પ્રકટાવીને બળી મૂઈ. આ સતને પ્રતાપે બાઈ બીજે ભવે લક્ષ્મી થઈ, ને એને છળનાર અંત્યજને બીજે ભવે પાડાનો અવતાર આવ્યો. એટલે વર્ષે વર્ષે લક્ષ્મીને પાડાનું નિવેદ ધરાય છે!

૧૭

## બળદને ખસી કરવા વિષયે

આપણા લોકોમાં એક ખોટી સમઝણ છે, કે ઘરની ગાયને વાછડા થાય એને ખસી કરવામાં પાપ છે, પણ ભરવાડ અથવા વાઘરી પાસેથી તૈયાર ઢાંઢો (ખસી કરેલ બળદ) વેચાતો આણવામાં ને એને વાપરવામાં પાપ નથી! હું પોતે પશુવધ કરતો નથી, તૈયાર માંસ વેચાતું આણું છું એટલે મને પશુ માર્યાનું પાપ ન લાગે એમ વાદ કોઇ માંસાહારી કરે એના જેવી આ વાત છે. માંસ, સુંવાળા જોડા ઇ૦ ના ગ્રાહક પડ્યા છે, એટલે જ પશુવધ થાય છે, અને એવા ગ્રાહક ન હોય તો પશુવધ બીજે દિવસે બંધ થઈ જાય; એટલે પશુવધનું પાપ ઘણુંખરું માંસ, સુંવાળા જોડા ઇ૦ ના ગ્રાહકોને ભાગે આવે છે. તે જ પ્રમાણે લોકોને અક્ષત બળદ ઠીક પડતા નથી અને ઢાંઢા જોઇએ છે, એટલે જ ભરવાડ વાઘરી બળદને ખસી કરે છે, અને ઢાંઢાનો ગ્રાહક ન મળે તો બળદને ખસી કરવાનું બીજે દિવસે બંધ થાય એટલે બળદને ખસી કરવાનું પાપ ઢાંઢાના ગ્રાહકને ભાગે આવે છે. પછી ભલે ને એ આપણે કાંઇ થોડુંક કર્યું છે, કરે એ ભરે, એવા એવા વિચાર કરીને પોતાના મનને મનાવે.

એટલે સીધો માણસ બેમાંથી એક માર્ગ લ્યે. જો બળદને ખસી કરવામાં પાપ છે એમ માને અને એ પાપના ભાગી થવાની ઇચ્છા ન જ હોય તો ખેતીમાં ખુંટિયા જ વાપરે, ઢાંઢાને ન સંઘરે. અને ખસી કરવામાં પાપ તો છે પણ એ અનિવાર્ય છે એમ સમજે તો ઘર આગળ વાછડાને ખસી કરવામાં ખોટો સંકોચ ન રાખે. ગાયની આજ જે દુર્દશા છે એ મોટે ભાગે આ ખોટા સંકોચના પરિણામરૂપ છે એમ કહી શકાય. લોકો ખેતીમાં ઢાંઢા વાપરે, અને ઘરની ગાયના વાછડાને ખસી કરે નહિ એટલે ઘરની ગાયના બળદ તેમને કામ આવે નહિ અને ઢાંઢા વેચાતા લેવા પડે, આને લીધે લોકો ગાયને રાખતા જ આળસી ગયા છે, તે એટલે સુધી કે ગામડામાં ઘેર ઘેર ભેંશ હોય તેમાં એકાદ માણસ ગાય રાખે તો ગામનો ગોવાળ એ ગાયને ચારવાની જ ના પાડે એમ સાંભળ્યું છે.

માણસ ખુંટિયા વાપરે કે ગોધલા, પણ એ બધા એણે ઘેર ગાય રાખીને જ તૈયાર કરવા જોઇએ. ગાય ન રાખે એટલે દૂધ સારું ભેંશ રાખવી પડે ને બળદ મોંઘે ભાવે વેચાતા લેવા પડે, અને આમાં ખર્ચનો તથા પાપનો બેયનો બમણખેપો થાય. ઘેર રાખેલી ગાય પાસેથી ચાર ચાર વર્ષે બળદની એક એક જોડી મળતી રહે તેમાં બળદ કેટલા સોંઘા પડે એ દેખીતું છે. ભેંશ રાખે એટલે બબ્બે વર્ષે એક એક પાડાને મારવાનું પાપ લાગે, તે ઉપરાંત ગાયને શક્તિ છતાં ન રાખવાનું મહાપાપ લાગે. કારણ આજ ગાયમાતા અવશ્ય કહે છે, કે જે મારા પક્ષમાં નથી તે મારાથી વિરુદ્ધ છે.

૧૮

# ગોરક્ષાનો રાજમાર્ગ

## (૧)

આપણા દેશમાં ગાય ખાટકીને હાથ જાય છે એનું મુખ્ય કારણ આ છે, કે માણસને ગાય રાખવી પરવડતી નથી. લોકો એવા કંગાલ થઈ ગયા છે કે પેટનાં છોકરાંને ય રૂડી રીતે પાળીપોષી શકતા નથી; એવી સ્થિતિમાં નકામાં ઢોરને માણસ પાળે એવી આશા દુરાશા છે. એટલે ગાયને બચાવવાનો ઉત્તમ માર્ગ એ છે. કે એનું દૂધ તથા એના દૂધમાંનું માખણ-પ્રમાણ વધારવું, જેથી ગાય રાખનાર માણસ બે પૈસાની કમાણી કરી શકે એવી સ્થિતિ ઊભી થાય. અને આવી સ્થિતિ જે દિવસે ઊભી થઈ તે દિવસે ખાટકી પણ કતલનો ધંધો છોડીને ગોવાળ બનશે, કારણ એને કતલ કરતાં ગોપાલનમાં વધારે કમાણી જોવામાં આવશે. આપણી રાષ્ટ્રશક્તિ અતિ અલ્પ છે, એને કેવળ નિરર્થક જ નહિ પરંતુ હાનિકારક કંકાસમાં ઊડાડી નાખવાને બદલે ગોપાલન તથા ઢોરસુધારાના રચનાત્મક કામમાં આપણે જોડી દઈએ તો કેવું સારું ? આ રચનાત્મક કામ પાર પડ્યું એટલે ગાયની રક્ષા ગાય પોતે જ કરી લેશે, બીજાને નહિ કરવી પડે.

એટલે ખંડન છોડીને આપણે મંડન કરવું હોય તો યુનાઇટેડ્ સ્ટેટ્સ્‌ના લોકો, જેણે ગોપાલન વિષયે ચમત્કારી કામ કર્યું છે, એની પાસેથી આપણને બહુ શીખવાનું મળે એમ છે. ૧૮૫૦માં યુનાઇટેડ્ સ્ટેટ્સ્‌માં ગાય દીઠ વર્ષે સરેરાશ

૧,૪૩૬ શેર દૂધ ઊપજતું તે ૧૯૨૫માં ૪,૫૦૦ શેર ઉપર ઊપજવા મંડ્યું; એટલે ૭૫ વર્ષમાં દૂધની ઊપજ ત્રણગણી કરતાંય વધી, તે નીચલા આંકડા ઉપરથી જણાશે:

યુનાઇટેડ્ સ્ટેટ્સમાં ગાય દીઠ દૂધની સરેરાશ વાર્ષિક ઊપજ

| વર્ષ | શેર | વર્ષ | શેર |
|---|---|---|---|
| ૧૮૫૦ | ૧,૪૩૬ | ૧૯૧૮ | ૩,૯૩૬ |
| ૧૮૬૦ | ૧,૫૦૫ | ૧૯૧૯ | ૩,૬૦૦ |
| ૧૮૭૦ | ૧,૭૭૨ | ૧૯૨૦ | ૩,૬૨૭ |
| ૧૮૮૦ | ૨,૦૦૪ | ૧૯૨૧ | ૩,૯૪૫ |
| ૧૮૯૦ | ૨,૭૦૯ | ૧૯૨૨ | ૪,૦૨૧ |
| ૧૯૦૦ | ૩,૬૪૬ | ૧૯૨૩ | ૪,૨૬૦ |
| ૧૯૧૦ | ૩,૧૧૩ | ૧૯૨૪ | ૪,૩૬૮ |
| ૧૯૧૭ | ૩,૭૧૬ | ૧૯૨૫ | ૪,૯૩૫ * |

૧૯૨૩ સુધીમાં યુનાઇટેડ્ સ્ટેટ્સમાં એક ગાયનું વધારેમાં વધારે દૂધ વાર્ષિક ૩૭,૩૮૧ શેર અને માખણ ૧,૨૧૮ શેર ઊપજ્યું હતું.

(૨)

અમેરિકન લોકોના આ પરાક્રમનું રહસ્ય શું છે ?

એક તો, ખુંટ પસંદ કરવામાં તે લોકો બહુ સંભાળ રાખે છે, કેમકે બીજી પેઢીનાં ઢોર કેવાં નીવડે એનો અર્ધો આધાર એકલા ખુંટ ઉપર જ રહે છે. આ સંભાળને લીધે અમેરિકન ગાય ઉત્તરોત્તર વધારે દૂધ આપે છે ને એના દૂધમાંથી માખણ પણ ઉત્તરોત્તર વધારે ઊતરે છે.

* આંકડા આપનાર લેખક કહે છે કે આ વધારે પડતું છે. ૪,૫૦૦ જોઇએ.

સરસ ખુંટને લીધે દૂધ કેવું વધે છે એના ઘણા દાખલા પ્રો. એકલીસે એના 'ડેરી કૅટલ્ ઍંડ્ મિલ્ક્ પ્રોડકશન્' નામના ઉત્તમ ગ્રંથમાં આપ્યા છે.

તેર બાંગરી ગાય વર્ષે સરેરાશ ૩,૯૯૧ શેર દૂધ અને ૧૮૭ શેર માખણ આપતી હતી. આ જ ગાયોને સધર જાતિવંત ખુંટથી થયેલી તેર વાછડીઓની વાર્ષિક સરેરાશ ૫,૫૫૬ શેર દૂધ અને ૨૫૩ શેર માખણની આવી; એટલે દૂધ ૩૯ ટકા વધ્યું. આ વાછડીઓની પાછી વાછડી થઈ એમાંની પાંચની સરેરાશ ૮,૪૦૧ શેર દૂધ અને ૩૫૮ શેર માખણની આવી, એટલે બે પેઢીમાં મૂળ ગાયો કરતાં દૂધ આશરે ૧૧૦ ટકા અને માખણ આશરે ૯૦ ટકા વધ્યું.

ઓગણીશ સાધારણ ગાયોના ધણની સરેરાશ ૪,૫૭૦ શેર દૂધ અને ૧૯૬ શેર માખણની હતી, પણ એ જ ગાયોની વાછડીઓમી સરેરાશ ૫,૦૨૮ શેર દૂધ અને ૨૫૧ શેર માખણની આવી; એક જ પેઢીમાં ૫૫ શેર માખણ એટલે ત્રીશ ટકાનો વધારો થયો.

'ચિલ્માર્ક્સ્ મે કિંગ્' નામના એક જર્સી જાતના ખુંટની દશ વાછડીઓનું એની મા કરતાં સરેરાશ ૧૧૯ શેર વધારે માખણ ઊતર્યું. એટલે મા કરતાં દીકરીના માખણની વાર્ષિક આવક ૬૦ ડૉલર વધી ગઈ.

એક ધણમાં દૂધની વાર્ષિક સરેરાશ ઊપજ ૫,૮૧૮ શેરની હતી તે જાતિવંત ખુંટ દેખાડવાને પરિણામે વધીને લગભગ ૧૦,૦૦૦ શેર થઈ.

અમેરિકામાં અમુક ગોવાળ મળીને સહિયારો ખુંટ રાખે છે, એવા એક સમાજના દફતર ઉપરથી જણાય છે, કે ૨૧

ગાયની સરેરાશ ૫,૫૬૦ શેર દૂધ અને ૨૧૯ શેર માખણની હતી. તે જ ગાયોની જાતિવંત બાપથી થયેલી વાછડીઓની સરેરાશ ૬,૫૨૩ શેર દૂધ અને ૨૬૩ શેર માખણની આવી.

જાતિવંત ખુંટ વાપરવાથી કેવો લાભ થાય છે તે એક પ્રદેશની તપાસના આંકડા નીચલા કોઠામાં આપ્યા છે તે ઉપરથી સિદ્ધ થાય છે:

| કેવો ખુંટ રાખે છે? | ગોવાળોની સંખ્યા | ગાયોની સંખ્યા | ગાય દીઠ દૂધની વાર્ષિક ઉપજ |
|---|---|---|---|
| જાતિવંત, ગાય પણ જાતિવંત | ૫૬ | ૯૪૧ | ડૉલર ૨૮૪ |
| પાંચ કે વધારે વર્ષ થયાં જાતિવંત | ૯૫ | ૧,૬૧૦ | ૨૬૭ |
| એથી ચાર વર્ષ થયાં જાતિવંત | ૧૨૫ | ૨,૦૯૮ | ૨૨૧ |
| અર્ધજાતિવંત અથવા બાંગરો | ૨૧૪ | ૩,૧૬૦ | ૧૭૩ |

કેટલાક ખુંટ દૂધશક્તિ સંતાનને આપી શકે છે, બીજા નથી આપી શકતા. ખુંટ ખુંટ વચ્ચે મોટું અંતર હોય છે તે નીચલા કોઠક ઉપરથી જણાય છે:

| ખુંટનું નામ | બધાં વેતરની સરેરાશ | | |
|---|---|---|---|
| મિસુરી રાયટર્ | મા | દીકરી | |
| દૂધ શેર | ૫,૩૮૦ | ૪,૩૮૧ | (–૯૯૯) |
| માખણના ટકા | ૪.૩૫ | ૪.૯૩ | |
| માખણ શેર | ૨૩૪ | ૨૧૬ | (–૧૮) |
| લૉર્ન્ ઑફ મેરિડેઇલ્ | | | |
| દૂધ શેર | ૪,૫૫૯ | ૬,૦૫૦ | (+૧,૪૯૧) |
| માખણના ટકા | ૪.૮૫ | ૪.૮૧ | |
| માખણ શેર | ૨૨૧ | ૨૯૧ | (+૭૦) |

મિસુરી રાયટર્, ત્રીજો

| | | | |
|---|---|---|---|
| દૂધ શેર | ૪,૭૭૫ | ૮,૦૦૫ | (+૩,૨૩૦) |
| માખણના ટકા | ૪.૯૮ | ૪.૮૦ | |
| માખણ શેર | ૨૩૮ | ૩૮૪ | (+૧૪૬) |

ડેઇઝીઝ્ પ્રિન્સ્ ઑફ સેંટ્ લૅમ્બર્ટ

| | | | |
|---|---|---|---|
| દૂધ શેર | ૫,૩૬૨ | ૩,૯૩૨ | (−૧,૪૩૦) |
| માખણના ટકા | ૫.૦૭ | ૫.૦૩ | |
| માખણ શેર | ૨૬૯ | ૧૯૮ | (−૭૧) |

બ્રાઉન બેસિઝ્ રેજિસ્ટ્રાર્

| | | | |
|---|---|---|---|
| દૂધ શેર | ૬,૦૬૯ | ૪,૬૦૭ | (−૧,૪૬૨) |
| માખણના ટકા | ૪.૯૪ | ૪.૯૭ | |
| માખણ શેર | ૩૦૦ | ૨૨૯ | (−૭૧) |

સુલ્તાનાઝ્ વર્જિનિયા લૅડ્

| | | | |
|---|---|---|---|
| દૂધ શેર | ૫,૩૪૯ | ૭,૭૨૨ | (+૨,૩૭૩) |
| માખણના ટકા | ૫.૧૭ | ૫.૭૬ | |
| માખણ શેર | ૨૭૭ | ૪૪૫ | (+૧૬૮) |

એમ્બ્લાગાર્ડ્ ટ્રિટોમિયા હોમ્સ્ટેડ્ નામના એક પ્રખ્યાત ખુંટની પહેલી દશ દીકરીઓની તથા તેની માતાઓની બે વર્ષની ઉમરે દૂધની વાર્ષિક ઊપજ કેટલી થઈ તે નીચે દર્શાવ્યું છેઃ

| | મા | દીકરી |
|---|---|---|
| દૂધ શેર | ૯,૫૯૪ | ૧૩,૫૦૪ |
| માખણના ટકા | ૩.૨૧ | ૩.૪૭ |
| માખણ શેર | ૩૦૮ | ૪૬૯ |

(૩)

બીજું, અમેરિકન લોકો ઢોરને ખવરાવવા કરવામાં બહુ ચીવટ રાખે છે. જાતિનું મહત્ત્વ છે એના કરતાં ખાણનું મહત્ત્વ ઓછું નથી. ઢોરને ખાણ પૂરું જોઇએ, એટલું જ નહિ પણ તે સમતોલ જોઇએ; એટલે કે, એમાં નાઇટ્રોજન તથા કાર્બોહાઇડ્રેટ વચ્ચે યોગ્ય પ્રમાણ જાળવવું જોઇએ.

અમેરિકામાં એક પ્રયોગક્ષેત્રવાળાએ ૮ ગાયનું ધણ એક વર્ષ એના ધણીને ઘેર રહેવા દઈને એના ઉપર દેખરેખ રાખી. બીજે વર્ષે એ જ ગાયોને ક્ષેત્રમાં રાખીને સારી રીતે ખાણ આપ્યું. યોગ્ય ખાણને લીધે કેટલો ફેર પડી ગયો તે નીચે કોઠામાં દર્શાવ્યું છેઃ

| ગાયોનો આંક | પહેલે વર્ષે દૂધ શેર | ક્ષેત્ર ઉપર દૂધ શેર | વધારેમાં વધારે દૈનિક સરેરાશ પહેલું વર્ષ | બીજું વર્ષ |
|---|---|---|---|---|
| ૧ | ૪,૦૦૪ | ૬,૦૯૨ | ૨૭ | ૪૦ |
| ૨ | ૪,૧૨૨ | ૫,૦૫૧ | ૨૧ | ૩૩ |
| ૩ | ૫,૧૯૨ | ૬,૧૬૩ | ૨૭ | ૪૦ |
| ૪ | ૪,૫૩૭ | ૬,૧૩૪ | ૨૭ | ૪૮ |
| ૫ | ૬,૦૯૭ | ૬,૯૯૫ | ૩૧ | ૩૫ |
| ૬ | ૪,૦૩૫ | ૭,૯૯૫ | ૨૭ | ૫૭ |
| ૭ | ૬,૩૫૭ | ૬,૮૨૮ | ૩૮ | ૩૩ |
| ૮ | ૪,૬૫૩ | ૫,૪૬૫ | ૨૪ | ૩૭ |

એવી જ જાતનો પ્રયોગ બીજા એક ક્ષેત્ર ઉપર કર્યો હતો, ત્યાં નીચે પ્રમાણે વધારે દૂધ નીપજ્યુંઃ

| ગાયનો આંક | સરેરાશ સાપ્તાહિક નીપજ પહેલું વર્ષ | બીજું વર્ષ | કેટલા ટકાનો વધારો થયો |
|---|---|---|---|
| ૧ | ૮૯ | ૧૧૨ | ૨૫ |
| ૨ | ૮૩.૯ | ૧૨૧.૬ | ૪૪.૯ |

| | | | |
|---|---|---|---|
| ૩ | ૮૩ | ૧૧૯ | ૪૪ |
| ૪ | ૮૮ | ૧૨૨ | ૩૭ |
| ૫ | ૧૦૬ | ૧૬૨ | ૫૨ |
| ૬ | ૮૪ | ૧૨૦ | ૪૧ |
| ૭ | ૧૨૪ | ૧૭૫ | ૪૧ |
| ૮ | ૧૧૩ | ૧૪૯ | ૩૧ |
| ૯ | ૮૫ | ૧૩૬ | ૫૦ |
| ૧૦ | ૧૦૩ | ૧૮૭ | ૮૦ |

(૪)

એમ તો યુનાઇટેડ્ સ્ટેટ્સ પાસેથી આપણે બહુએ શીખવાનું છે, પણ એક વસ્તુ વિચારીને આપણે વિરમીએ.

અમેરિકન લોકો ખાતરને અત્યંત સંભાળપૂર્વક સાચવે છે અને ઉત્તમ રીતે જમીનમાં નાખે છે. એક ઠેકાણે પ્રયોગ કરતાં એમ જોયું, કે ખાતરના ટન (૫૬ મણ) દીઠ ૨ થી ૩ ડૉલર વધારે ઊપજ થઈ. બીજે ઠેકાણે ખાતરના ટન દીઠ ૨ થી ૮ ડૉલરની તથા સરેરાશ ૫ ડૉલરની વધારે ઊપજ થઈ.

ખાણુ તથા ખાતર વચ્ચે કેવો સંબંધ છે તેનો અભ્યાસ કરીને એક લેખક નીચે પ્રમાણે નિર્ણય ઉપર આવેલ છેઃ

૧. ખાણુમાં નાઇટ્રોજન હોય તેનો $\frac{૧}{૩}$, ફૉસ્ફરિક ઍસિડ્ હોય તેનો $\frac{૩}{૪}$ અને પોટૅશ હોય તેનો $\frac{૧}{૬}$ છાણુમાં હોય છે.

૨. ખાણુમાં રહેલા નાઇટ્રોજનનો $\frac{૧}{૨}$, અને પોટૅશનો $\frac{૩}{૪}$ ગોમૂત્રમાં હોય છે. ફૉસ્ફરિક ઍસિડ્ લગભગ નથી હોતો.

૩. ખાણુમાં રહેલા નાઇટ્રોજનનો $\frac{૧}{૬}$ કરતાં ઓછો ભાગ, ફૉસ્ફરિક ઍસિડ્નો $\frac{૧}{૪}$, અને પોટૅશનો $\frac{૧}{૨૦}$, અથવા ખાણુના ખાતર-મૂલ્યનો $\frac{૧}{૬}$થી ઓછો ભાગ, દૂધમાં હોય છે.

**૪. ગોમૂત્રનો ઉપયોગ ન થાય, તો રૂ ઉપર ખાણ, અથવા છાણમૂત્રના ખાતર-મૂલ્યના ૬૩ ટકા, એળે જાય.**

૧,૦૦૦ શેર તોલવાળી ગાય ખાતર કેટલું આપે, એ ખાતરના ઘટકાવયવ કયા કયા હોય અને એની કિમ્મત અમેરિકામાં કેટલી ગણાય છે તે નીચલા કોષ્ઠકમાં આપ્યું છેઃ

| | ગોમૂત્ર શેર | છાણ શેર | એકંદર શેર |
|---|---|---|---|
| વાર્ષિક ઊપજ | ૮,૦૦૦ | ૧૮,૦૦૦ | ૨૬,૦૦૦ |
| સૂકું તત્ત્વ | ૫૬૦ | ૩,૬૦૦ | ૪,૧૬૦ |
| નાઇટ્રોજન | ૬૪ | ૬૩ | ૧૨૭ |
| ફૉસ્ફરિક ઍસિડ | નહિ જેવો | ૩૬ | ૪૦ |
| પોટૅશ | ૮૦ | ૪૫ | ૧૨૫ |
| વનસ્પતિપોષકની કિમ્મત | ડૉલર ૧૩.૬૦ | ડૉ.૧૩.૧૦ | ડૉ. ૨૬.૭૦ |
| સેન્દ્રિય તત્ત્વની કિમ્મત | ૧.૧૦ | ૭.૨૦ | ૮.૩૦ |
| એકંદર વેપારી કિમ્મત | ૧૪.૭૦ | ૨૦.૩૦ | ૩૫.૦૦ |
| એક ટન ખાતરની કિમ્મત | ૩.૬૫ | ૨.૨૫ | ૨.૭૦ |

આ ઉપરથી જણાય છે, કે જમીનને ફળદ્રૂપ કરનારાં તત્ત્વ મોટે ભાગે ગોમૂત્રમાં હોય છે. ગોમૂત્ર તોલમાં છાણથી અર્ધા કરતાં ઓછું છતાં એમાં લગભગ છાણ જેટલો જ નાઇટ્રોજન હોય છે, અને પોટૅશ છાણ કરતાં પોણા બે ગણા કરતાં વધારે હોય છે. ગોમૂત્રમાં રહેલા વનસ્પતિપોષકની કિમ્મત પણ છાણમાંના વનસ્પતિપોષકથી વધી જાય છે, અને એક ટન ગોમૂત્રની કિમ્મત એટલા જ છાણ કરતાં દોઢા ઉપર થાય છે.

એક પ્રયોગક્ષેત્ર ઉપર છાણને ૧૦૯ દિવસ હવામાં રહેવા દીધું તો તેમાં રહેલા નાઇટ્રોજનના ૩૭.૬ ટકા, ફૉસ્ફરિક

ઍસિડ્‌ના ૫૧.૯ ટકા અને પોટૅશના ૪૭.૧ ટકા નાશ પામ્યા. છાણમૂત્ર ભેળાંના એટલા જ દિવસમાં ૫૧ ટકા નાઇટ્રોજન, ૫૧.૧ ટકા ફૉસ્ફરિક ઍસિડ અને ૬૧ ટકા પોટૅશ નાશ પામ્યાં. એટલે સાધારણ હવામાં રહેવાને લીધે ચાર માસ કરતાં ઓછા સમયમાં ખાતરનું સત્ત્વ અર્ધા ઉપર એળે ગયું. એક ગાયનું ખાતર આમ બગડે તો વર્ષે ૧૨.૫૦ ડૉલરની ખોટ જાય. કૉર્નેલ પ્રયોગક્ષેત્રવાળાએ એક પ્રયોગ કર્યો હતો, તે ઉપરથી ખાતર સાચવવાના લાભ સિદ્ધ થાય છે. પાંચ ટન ખાતર પેટીમાં ભરીને એપ્રિલથી ઑક્ટોબર સુધી હવામાં રહેવા દીધું, તો એકંદર તોલ ૪૯ ટકા ઘટી ગયો, અને નાઇટ્રોજનમાં ૪૧ ટકાની, ફૉસ્ફરિક ઍસિડમાં ૧૯ ટકાની અને પોટૅશમાં ૮ ટકાની ઘટ આવી.

૧

## પ્રાચીન સમયમાં ખુંટનો મહિમા

પાશ્ચાત્ય દેશોમાં ઢોર ઊછેરવામાં કેટલી સંભાળ રાખે છે એ આપણે જોયું. પ્રાચીન કાળમાં આપણા દેશમાં પણ લોકો એટલી જ સંભાળ રાખતા અને સારાં ઢોરની નીપજનો મુખ્યત્વે સરસ ધણખુંટ ઉપર આધાર છે, એટલે મહાજન સમસ્તને ધણખુંટનું સમર્પણ કરવું એ ભારે પુણ્યનું કામ ગણાતું.

वृषोत्सर्गादृते नान्यत्पुण्यमस्ति महीतले ।

અને સમાજસેવાને અર્થે વૃષોત્સર્ગ કરવો એના જેવું પિતૃતર્પણ અથવા પિતૃસ્મારક બીજું એકે નથી એમ માનતા.

जले प्रक्षिप्य लाङ्गूलं तोयं यद्धरते वृषः ।
दशवर्षसहस्राणि पितरस्तेन तर्पिताः ॥
कूले समुद्धृता यावच्छृङ्गे तिष्ठति मृत्तिका ।
भक्ष्यभोज्यमयैः शैलैः पितरस्तेन तर्पिताः ॥
सहस्ररत्नपात्रेण कनकेन यथाविधि ।
तृप्तिस्तु या पितृणां वै सा वृषेण समोच्यते ॥

અડખેપડખેનાં ઢોરના સરસનરસાપણાનો આધાર ખુંટના ગુણ–અવગુણ ઉપર રહ્યો અને ખુંટ એટલે અર્ધું ધણ એટલું જ નહિ પણ અર્ધા ધણથીયે વિશેષ એવી સ્થિતિ રહી, એટલે વૃષોત્સર્ગમાં કેવી જાતનો ખુંટ આંકવા યોગ્ય ગણાય અને કેવા કેવા ખુંટને ત્યાજ્ય સમઝવા એ વિષયે સવિસ્તર નિયમ બાંધવામાં આવ્યા હતા. પારસ્કરગૃહ્યસૂત્રના ત્રીજા કાંડની નવમી કંડિકાનું છઠ્ઠું સૂત્ર આ પ્રમાણે છે:

एकवर्णं द्विवर्णं वा यो वा यूथं छादयति यं वा यूथं छादयेद् रोहितो वैव स्यात्सर्वाङ्गैरुपेतो जीववत्सायाः पयस्विन्याः पुत्रो यूथे च रूपस्वित्तमः स्यात्तमलङ्कृत्य......उत्सृजेरन् ।

"ખુંટ એક અથવા બે રંગનો હોય (રંગે રાતો હોય તો ઉત્તમ), આખા ધણ કરતાં પરિમાણમાં ચડિયાતો હોય.

मुखपुच्छपादेषु सर्व्वेशुक्लो नीलो लोहितो वा लोहित एव वा स्यात् । एवंकारेण लोहितस्यैकवर्णद्विवर्णाभ्यां प्राशस्त्यमुच्यते । कृत्स्नं वर्णं छादयति स्वपरिमाणेनाधः करोति ।

"સર્વાંગે સંપૂર્ણ હોય, ખોડરહિત હોય તેમજ વધારાના અવયવવાળો પણ ન હોય.

सर्व्वैरङ्गैः समन्वितो न पुनर्हीनाङ्गोऽधिकाङ्गो वा ।

"જેનો પરિવાર માત્ર જીવતો હોય એવી તથા બહુ દૂધાળી ગાયનો પુત્ર હોય.

जीवाः प्राणवन्तो वत्साः प्रसूतिर्यस्याः सा जीववत्सा तस्याः गोः पुत्रः पयो बहुक्षीरं विद्यते यस्याः सा पयस्विनी तस्याः बहुक्षीरायाः ।

"અને આખા ધણમાં અતિશય રૂડો રૂપાળો હોય."

यूथे वर्गविषये रूपमस्यास्तीति रूपस्वी, अतिशयेन रूपस्वी रूपस्वित्तमः ।

ઉપલા સૂત્રની હરિહરવિરચિત ટીકામાં આપણે જાણવા જેવી વિશેષ વાત આપેલ છે. ખુંટ કેવો હોવો જોઇએ તે વિષયે નીચલા તથા બીજા શ્લોક એણે ટાંકયા છે:

उन्नतस्कंधककुद ऋजुला लभूषण: ।
महाकटितटस्कंधो वैडूर्यमणिलोचन: ॥

ખુંટની કોટ તથા ખાંધ ઉંચી અને વિશાળ હોય, જાંઘ મોટી હોય, પૂછડું સીધું હોય, આંખ વૈડૂર્યમણિના જેવી હોય.

प्रवालगर्भशृङ्गाग्रः सुदीर्घऋजुवालधि: ।
नवाष्टदशसङ्ख्यैस्तु तीक्ष्णाग्रैर्दशनैः शुभैः ॥

શીંગડાંની અણી પરવાળાના ગાભલા જેવી હોય, પૂછડું લાંબું ને સીધું હોય, દાંત તીક્ષ્ણ હોય અને તેની સંખ્યા આઠ, નવ કે દશ હોય.

पृथुकर्णो महास्कन्धः सूक्ष्मरोमा च यो भवेत् ।

કાન પહોળા હોય અને રૂંવાટી ઝીણી હોય.

भूमौ कर्षति ला ूलं पुनश्च स्थूलवालधिः ॥

પૂછડું ભોંય સુધી પહોંચતું હોય ને એના ઉપર ઘટ્ટ વાળ હોય

નીલ ખુંટને વધારે યોગ્ય ગણતા. એનું લક્ષણ નીચે પ્રમાણે હતું:

चरणानि मुखं पुच्छं यस्य श्वेतानि गोपतेः ।
लाक्षारससवर्णश्च तं नीलमिति निर्दिशेत् ॥
लोहितो यस्तु वर्णेन मुखे पुच्छे च पाण्डुरः ।
श्वेतः खुरविषाणाभ्यां स वृषो नील उच्यते ॥

નીલ ખુંટ રંગે રાતો હોય, ને એના પગ, મોં તથા પૂછડું ધોળાં હોય.

એ ઉપરથી वृषोत्सर्गने નીલોત્સર્ગ અથવા નીલોદ્વાહ (લીલ પરણાવવાં) પણ કહે છે.

ખુંટ ત્રણ વર્ષનો સારો. उपादेयश्च वृषस्त्रिहायनः ।

કેવા કેવા ખુંટને વર્જ્ય ગણતા તે નીચલા શ્લોકમાં આપ્યું છે:

कृष्णताल्वोष्टदशना रूक्षशृङ्गशफाश्च ये ।
अशक्तदन्ता ह्रस्वाश्च व्याघ्रभस्मनिभाश्च ये ॥
ध्वाङ्क्षगृध्रसवर्णाश्च तथा मूषकसंनिभाः ।
कुब्जाः काणाश्च खञ्जाक्षाः केकराक्षास्तथैव च ॥
अत्यन्तश्वेतपादाश्च उद्भ्रान्तनयनास्तथा ।
नैते वृषाः प्रमोक्तव्या गृहे धार्याः कथंचन ॥

જેનું તાળવું, હોઠ, દાંત કાળાં હોય, શીંગડાં, ખરી ખડબચડાં હોય, દાંત નબળા હોય, કદ ઠીંગણું હોય, જે કાણા કૂબડા હોય એવા ખુંટ છોડવા નહિ.

આજ આપણે કેવા ખુંટ જોઇએ એ તો આપણે પશ્ચિમ પાસેથી જ શીખવું રહ્યું છે. આપણા પૂર્વજો આ વિષયમાં કેટલું બધું ધ્યાન રાખતા હતા તે બતાવવું એટલું જ આ અધ્યાયનું તાત્પર્ય છે.

## ૨

## બુદ્ધની ગોરક્ષા

બુદ્ધના સમયમાં ગવાલંભની દુષ્ટ રીત પ્રચલિત હતી અને ગાયને હજી અભયવચન મળ્યું નહોતું એમ જણાય છે. સુત્તનિપાત ( ચુલ્લવગ્ગ, બ્રાહ્મણધમ્મિકસુત્ત )માં એવો પ્રસંગ આવે છે, જે કોસલ દેશના કેટલાક વયોવૃદ્ધ તથા ધનવાન્ બ્રાહ્મણો બુદ્ધ પાસે આવ્યા, અને એને પ્રશ્ન કર્યો, કે 'આજના બ્રાહ્મણોમાં સનાતન બ્રાહ્મણધર્મ પળાતો દેખાય છે?'

બુદ્ધ: 'ના.'

બ્રાહ્મણો: 'પુરાતન બ્રાહ્મણધર્મ કેવો હતો તે અમને કહો.'

બુદ્ધ: "હે બ્રાહ્મણો, સાંભળો.

न पसू ब्राह्मणानासुं न हिरञ्ञं न धानियम् ।
सज्झायधनधञ्ञासुं ब्रह्मं निधिमपालयुम् ॥

પુરાણા બ્રાહ્મણો ઢોર, સોનું, અનાજ કાંઇ રાખતા નહિ. સ્વાધ્યાય એ જ તેમનું ધન, ધાન્ય, જે કહો તે હતો, અને બ્રહ્મરૂપ ભંડારને તેઓ સાચવતા.

अट्ठचत्तारीसं वस्सानि कोमारब्रह्मचरियं चरिंसु ते ।
विज्जाचरणपरियिट्ठिं अचरुं ब्राह्मणा पुरे ॥

તે બ્રાહ્મણો અડતાળીશ વર્ષ કુમારબ્રહ્મચર્ય પાળતા, અને વિદ્યા તથા સદાચારની શોધ ચલાવતા.

यो नेसं परमो आसी ब्रह्मा दळ्हपरक्कमो ।
स वापि मेथुनं धम्मं सुपिनन्तेन नागमा ॥

તેઓમાં જે દૃઢપરાક્રમી તથા શ્રેષ્ઠ બ્રાહ્મણ હતો તે સ્વપ્નમાં પણ વિકાર અનુભવતો નહિ.

તેઓ ચોખા, ઘી, તેલ આદિ માગી આવતા ને તેનો હોમ કરતા.

यथा माता पिता भाता अञ्ञे वापि च ञातका ।
गावो नो परमा मित्ता यासु जायन्ति ओसधा ॥

જેમ મા, બાપ, ભાઈ તથા બીજા સગા આપણા મિત્ર છે તે જ પ્રમાણે ગાય આપણો પરમમિત્ર છે, જેને વિષયે મૃતસંજીવની ઔષધિઓ નીપજે છે.

अन्नदा बलदा चेता वण्णदा सुखदा तथा ।
एतमत्थवसं ञत्वा नास्सु गावो हनिंसु ते ॥

ગાય આપણને અન્ન, બળ, કાન્તિ તથા સુખ દેનારી છે. એમ જાણીને એ બ્રાહ્મણો ગાયને મારતા નહિ.

सुखुमाला महाकाया वण्णवन्तो यसस्सिनो ।
ब्राह्मणा सेहि धम्मेहि किच्चकिच्चेसु उस्सुका ।
याव लोके अवत्तिंसु सुखमेधित्थऽयं पजा ॥

તે બ્રાહ્મણો સુકુમાર, પ્રચંડશરીર, કાન્તિવાળા, યશસ્વી તથા સ્વધર્મપરાયણ હતા. તેઓ જગતમાં હતા ત્યાં સુધી આ પ્રજા સુખી હતી.

પણ પછી 'દિન પલટ્યો, પલટી ઘડી,' રાજાને ઉલટો ઉપદેશ મળ્યો, એટલે બકરી જેવી રાંક ગાય પગે કે શીંગડે કોઇને દૂભવતી નથી, ઘડો ભરીને દૂધ આપે છે, છતાં ગોમેધ ચાલુ થયો.

न पादा न विसाणेन नास्सु हिंसन्ति केनचि ।
गावो एळकसमाना सोरता कुंभदूहना ।
ता विसाणे गहेत्वान राजा सत्थेन घातयि ॥

પછી દેવ, પિતૃ, ઇન્દ્ર, અસુર, રાક્ષસ, સર્વે ગાયની વિપત્તિ જોઇને 'આ તો મહાઅધર્મ છે' એમ બોલી ઊઠયા.

ततो च देवा पितरो इन्द्रो असुररक्खसा ।
अधम्मो इति पक्कन्दुं यं सत्थं निपति गवे ॥

પ્રથમ ત્રણ જ રોગ હતા, ઇચ્છા, ભૂખ તથા ઘડપણ; પણ પશુને મારવા મંડ્યા એટલે અઠ્ઠાણુ રોગ આવ્યા."

तयो रोगा पुरे आसुं इच्छा अनसनं जरा ।
पसूनां च समारंभा अट्ठानवुतिमागमुम् ॥

૩

# વિશાખા તથા તેનો કરિયાવર

વિશાખાના પિતા ધનંજયશ્રેષ્ઠી પ્રથમ મગધરાજ બિમ્બિ-સારના રાજ્યમાં અંગદેશમાં આવેલ ભદ્દિયનગરમાં રહેતા હતા, અને ત્યાં બુદ્ધ ભગવાન્ એકવાર આવ્યા હતા તે સમયે સહકુટુંબ એના શિષ્ય થયા હતા. ધનંજય શેઠ અત્યંત ધનાઢ્ય તથા ઘરના સુખી હતા, એટલે એને 'અમિતભોગ' કહેતા.

મગધરાજ બિમ્બિસાર અને કોસલનરેશ પસેનદિ અન્યોન્ય સાળોબનેવી થતા હતા. કોસલરાજને એક વિચાર આવ્યો કે 'બિમ્બિસારના વિજિત(રાજ્ય)માં પાંચ અમિતભોગ વસે છે, મારા વિજિતમાં એવો એકે નથી. બિમ્બિસાર પાસે જઈને એક મહાપુણ્યશાળી માણસની માગણી કરું.'

બિમ્બિસારને કાને વાત નાખી તો એણે ઉત્તર વાળ્યું કે 'મોટાં કુળ મારે કીધે ફેરવી ન શકાય.'

'એવા એકને લીધા વિના હું અહીંથી ઊઠીશ જ નહિ ને,' પસેનદિએ કહ્યું.

મગધરાજે મંત્રીઓ સાથે વિચાર કરી જોયો, અને અન્તે મેંડક મહાશ્રેષ્ઠીના પુત્ર ધનંજય શેઠને સમઝાવીને પસેનદિ સાથે મોકલ્યા. પસેનદિની રાજધાની શ્રાવસ્તી નગરીમાં હતી, પણ

રાજધાનીની સાંકડમાં પોતાનો વિશાળ પરિવાર માય નહિ એટલે રાજાની સંમતિપૂર્વક ધનંજયે શ્રાવસ્તીથી સાત યોજન દૂર સાકેત નામનું નગર વસાવ્યું ને ત્યાં રહ્યા.

× × ×

ધનંજયે વિશાખાને શ્રાવસ્તીના જૈન મિગાર શેઠના દીકરા પુણ્યવર્ધન વેરે પરણાવી. પોતાના રાજ્યમાં નવા આવી વસેલા સાહુકારને માન આપવા સારુ કોસલરાજ પોતે જાનમાં ગયા. મિગારે ધનંજયને આગળથી પૂછાવ્યું, કે 'રાજા તથા તેની સેના જાનમાં આવનાર છે, તો તમે એ બધાને સાચવી શકશો કે નહિ?' ધનંજયે પડઉત્તર વાળ્યું, 'એક નહિ પણ દશ રાજાઓને તેડતા આવજો.' મિગાર પણ શ્રાવસ્તી નગરીનાં ઘરોની ચોકી કરવા જોઇએ એટલા રખવાળો રાખીને બીજાં બધાં નગરવાસીઓને જાનમાં લઈ ગયો! આ મહાજન-મંડળની પરોણાગત કરનાર સમાજની અધિષ્ઠાત્રી વિશાખા હતી. ધનંજયે જાનને ચાર માસ રોકી.

દાઇજામાં ધનંજયે ૫૦૦ ગાડાં સોનૈયા, ૫૦૦ ગાડાં સોનાનાં ઠામ, ૫૦૦ ગાડાં રૂપાનાં પાત્ર, ૫૦૦ ગાડા તાંબાનાં ભાણાં, ૫૦૦ ગાડાં ખાદી, ૫૦૦ ગાડાં ઘી, ૫૦૦ ગાડાં ગોળ, ૫૦૦ ગાડાં ચોખા, અને ૫૦૦ ગાડાં હળ, ખંપાળી વગેરે હથિયારો આપ્યાં. ૫૦૦ રથ ને ૧૫૦૦ દાસીઓ આપી.

હવે ધનંજયને થયું કે 'દીકરીને ગાયો આપું.' એમ કરીને એણે પોતાના માણસોને કહ્યું, 'જાઓ અને નાના વ્રજ (ગોકુળ)નું બાર ઉઘાડો. એક એક ગાઉને અંતરે એક એમ ત્રણ ભેરી (નગારાં) લઈને ઊભા રહો અને ૧૪૦ હાથની પગતાણ છોડીને બેય પડખે ઊભા રહો, એનાથી આઘી ગાયોને

ન જવા દેવી. તમે ઠીક ગોઠવાઇ જાઓ એટલે ભેરી વગાડજો.' માણસોએ તે પ્રમાણે કર્યું. ગાયો વ્રજમાંથી નીકળીને એક ગાઊ પહોંચી એટલે ભેરી વગાડી, ફરીને અર્ધું યોજન પહોંચતાં વગાડી, અને પછી ત્રણ ગાઊ પહોંચતાં વગાડી. ૧૪૦ હાથ પહોળાઇથી વધારે ફેલાવા દીધી નહિ. એમ લંબાઇમાં ત્રણ ગાઊ ને પહોળાઇમાં ૧૪૦ હાથ એટલા વામાં ગાયો હૈયે હૈયાં દળાય એમ એક બીજાના શરીરને ઘસતી ઊભી. 'મારી દીકરીને આટલી ગાયો ઘણી, બાર વાસી દ્યો,' એમ કહીને શેઠે બાર બંધ કરાવ્યું. કથાકાર લખે છે, કે આમ બાર ભીડે ભીડે ત્યાં તો બીજી ૬૦,૦૦૦ ગાયો, ૬૦,૦૦૦ બળદો અને ૬૦,૦૦૦ વાછડાં બહાર નીકળી પડયાં!

વિશેષમાં આ બધા પાર્થિવ કરિયાવર કરતાં ઘણા વધારે મહત્ત્વના કરિયાવર દાખલ શેઠે દીકરીને પતિને ઘેર કેવો આચાર રાખવો એની દશ શીખામણ આપી: 'જો, બહેન, સાસરવાસણી થઈને તારે અંદરનો અગ્નિ બહાર ન કાઢવો (સાસરિયાંનો દોષ દીઠામાં આવે તો એની બીજાને મોઢે વાત ઉચ્ચારવી નહિ). બહારનો અગ્નિ અંદર ન આણવો (પાડોશી સાસરિયાંનું વાંકું બોલે તો અમુક માણસ તમારી આમ વાત કરતું હતું એમ ઘેર આવીને કહેવું નહિ). જે આપે એને જ આપવું (કોઇ કાંઇ વસ્તુ માગવા આવે તો એ પાછી આપી જાય એમ હોય તો જ એને દેવી). ન આપે એને ન આપવું (માગી ચીજ પાછી ન આપે એને ન આપવી). આપે એને અને ન આપે એનેય આપવું (સગાંવહાલાં, મિત્રો પાછું આપી કે ન આપી શકે તો પણ એને આપવું). સુખે બેસવું (સાસૂસસરો વગેરે મોટેરાંને જોઈને ઊઠવું ઘટે ત્યાં

બેસવું નહિ). સુખે જમવું (મોટેરાં જમ્યા પછી જમવું). સુખે સૂવું (મોટેરાં સૂતા પછી સૂવું). અગ્નિની પરિચર્યા કરવી (મોટેરાંની સેવા કરવી). ગૃહદેવતાને નમવું (મોટેરાંને દેવ સમઝવાં).'

× × ×

એક દિવસે મિગાર શેઠ જમતા હતા, ત્યાં વિશાખા કહે:

'બાપુ, તમે નિત્ય નિત્ય ટાઢું કેમ ખાતા હશો?'

'આને ટાઢું કોણ કહે, વહૂદીકરા? આ તમે ઊની ઊની રોટલી ફૂલકાં ઊતારીને મને આપો છો તે ટાઢું કેવી રીતે?'

'જુઓ, બાપુ. પૂર્વજન્મના પુણ્યથી આ જન્મે તમે સુખી છો, પણ આ ભવે કાંઇ દાનપુણ્ય કરતા નથી. એટલે હું કહું છું કે તમે પુરાણું પુણ્ય જ ભોગવો છો.'

× × ×

વિશાખાએ એકસો વીશ વર્ષનું આયુષ્ય ભોગવ્યું. શ્રાવસ્તીના પૂર્વદ્વાર આગળ નવ કોટિ ધન આપીને એણે ભૂમિ લીધી ને ત્યાં બીજી નવ કોટિ વાવરીને પૂર્વારામ નામનો મોટો વિહાર ચણાવ્યો. વિહારને બે ભોં હતી અને ઉપલી તથા હેઠલી ભોંયે પાંચસે પાંચસે ખંડ હતા. વિહારના વાસ્તુઓચ્છવમાં વિશાખાએ ત્રીજી નવ કોટિ ધન વાવર્યું. બુદ્ધની શ્રાવિકામાત્રમાં ઉદારતામાં વિશાખાને કોઇ લગે એમ નહોતું, અને બૌદ્ધસંઘની છ મુખ્ય ભિક્ષુણીઓની પંક્તિમાં એની ગણત્રી થાય છે.

## ૪

## ગોરક્ષા અને જૈનો

જૈનોના ઉપાસકદશાંગસૂત્રમાં ચોવીશમા તથા છેલ્લા તીર્થંકર મહાવીરસ્વામીના દશ મુખ્ય ઉપાસકો અથવા શ્રાવકોનો વૃત્તાન્ત આપ્યો છે, એમાં પ્રધાનપણે તો તેમનો આધ્યાત્મિક ઇતિહાસ જ છે, છતાં એકેએકની પાસે કેટલી કોટિ ધન હતું, અને કેટલાં ગોકુલ હતાં એ પણ જણાવેલ છે. દશ સહસ્ર ગાયનું એક વ્રજ અથવા ગોકુલ ગણાતું. આ પ્રમાણે રાજગૃહીના મહાશતક તથા વારાણસીના ચૂલનીપિતાની પાસે આઠ આઠ ગોકુલ એટલે ૮૦–૮૦,૦૦૦ ગાય હતી. ચંપાના કામદેવ, વારાણસીના સુરદેવ, કાંપિલ્યના કુંડકોલિક, તથા આલંભિયાના ચૂલશતકને છ છ ગોકુલ અથવા ૬૦–૬૦,૦૦૦ ગાય હતી. વાણિયાગ્રામના આનન્દ તથા શ્રાવસ્તીના નન્દિનીપિતા તથા શાલિનીપિતાને ચાર ચાર ગોકુલ એટલે ૪૦–૪૦,૦૦૦ ગાય હતી. અને પોલાસપુરના શકડાલપુત્રને એક ગોકુલ અથવા ૧૦,૦૦૦ ગાય

હતી. મહાશતકની સ્ત્રી રેવતીને કરિયાવરમાં આઠ ગોકુલ અથવા ૮૦,૦૦૦ ગાય આવી હતી. આનન્દ શ્રાવકે મહાવીરસ્વામી પાસે શ્રાવકવ્રત લીધું ત્યારે તેણે ગોધન વિષયે ચાર ગોકુલ અથવા ૪૦,૦૦૦ ગાયનું પરિગ્રહપરિમાણ બાંધ્યું હતું.

આજનાં શ્રાવકશ્રાવિકા આ મહાજનોને પંથે યથાશક્તિ દેશકાળ અનુસાર ચાલે તો કેવું સારું? જૈન લોકો ધનને લોભે અનાજ રૂ આદિ જીવનની આવશ્યક વસ્તુઓ એકહાથ કરવા પ્રયત્ન કરે છે. પશુઓ ઉપર તથા માણસ ઉપર ઉપકાર કરવાને અર્થે તેઓ ઢોરને એકહાથ કરવા મથે તો અનાજ રૂ એકહાથ કરતાં લાગેલ પાપનું કાંઇક પ્રાયશ્ચિત્ત થાય. એક મુંબઇને જ પડખે દયાધર્મી લોકો ૨૦,૦૦૦ દૂઝણાં ઢોર નિરંતર રાખે તો એને પરિણામે વર્ષે વર્ષે ૧૦,૦૦૦ ઉપર જાતિવંત તથા જુવાન ઢોર બચી જાય એમ છે. પજ્જૂસણ ઉપર ઢીલાં ઢીલાં મોં લઇને બેપાંચ જીવ છોડાવવા જવું એમાં કાકા મટીને ભત્રિજા થવાનું, એટલે શોભા તો નથી જ, પણ ધર્મેય નથી; એનાથી કેવળ ખાટકીને ઉત્તેજન મળે છે અને આપણે ભાગે અધર્મ અને આત્મવંચના આવે છે. ખરી રીતે ઢોરનાં બજારમાત્રનો કબજો કરીને ખાટકીનો ધંધો જ નાબુદ કરવો જોઇએ. નિર્દય દૂધવાળા ઢોરને બરબાદ કરી કરીને ખાટકીને ભળાવ્યા જ કરે, અને પછી આપણે એને છોડાવવા વૃથા પ્રયત્ન કરીએ એ તો ખાતર માથે દીવો કરવા જેવી વાત થઇ. એ દુષ્ટ પરંપરાનો કોઇ કાળે અંત જ ન આવે. એના કરતાં ઢોરને એક વાર હાથ કરી લીધાં એટલે પછી નિશ્ચિન્ત થઇને બેસી જવાય. થીગડાં દીધે પાર ન આવે. કામ તો એવું કરીએ, જેથી ફરી કરવાપણું જ ન રહે.

## ૫

## ગુર્જરદેશની ગાયો

અકબર બાદશાહને દયાધર્મનો બોધ કરનાર મહાન્ ગુજરાતી જૈન સાધુ હીરવિજયસૂરિના ચરિત્રને ઉદ્દેશીને દેવવિમલગણિએ 'હીરસૌભાગ્યમ્' નામે સંસ્કૃત મહાકાવ્ય રચ્યું છે, એના પ્રથમ સર્ગમાં ગુર્જર દેશનું વર્ણન આવે છે, તેમાંથી નીચલા શ્લોક ઉતાર્યા છે:

कुत्रापि दम्यैरनुगम्यमानाः सरिद्वरायाः सखितां दधानाः ।
यद्गोचरे द्रोणदुघाश्चरन्ति मूर्ताः समाज्ञा इव मण्डलस्य ॥ ६५ ॥

જે દેશના ગોચરમાં ક્યાંક, મોટા વાછડા જેની પાછળ ફરે છે એવી, પોતાના ધોળા રંગે કરીને જે ગંગાજીના જેવી દેખાય છે એવી, જે એક દ્રોણ (૩૨ પાકા અથવા ૬૪ કાચા શેર) દૂધ આપે છે એવી, અને જે ગુર્જર દેશની કીર્તિના અવતારસમાન છે એવી ગાયો ચરે છે.

गावः क्वचिद् भान्ति सुधामुधाकृत्पयः स्रवन्त्यः प्रविभाव्य वत्सान् ।
यदीर्ष्यया निष्ठितनाकभाग्यैरिवावतीर्णा भुवि देवगावः ॥

જે દેશની ઈર્ષ્યા કરવાને પરિણામે જાણે કામધેનુઓ જ કેમ સ્વર્ગથી પૃથ્વી ઉપર ન ઉતરી આવી હોય એવી, વાછડાંને જોઈને અમૃત પણ જેની આગળ તુચ્છ છે એવું દૂધ દેનારી ગાયો ક્યાંક શોભી રહી છે.

ब्रह्माण्डभाण्डोपरिभित्तिभागप्रोत्तानयानोद्भवदर्तिभाजः ।
सातं चरन्त्यः किमुपेत्य धात्र्यां स्वर्धेनवो यत्र विभान्ति गावः ॥६४॥

બ્રહ્માંડના ગોળાની ઉપલી છત ઉપર પગ ઉંચા ને શરીર નીચું એમ ચાલી ચાલીને કાઈ ગયેલી કામધેનુઓ પૃથ્વી ઉપર આવીને સાતાપૂર્વક જાણે કેમ ન ચરતી હોય એવી ગાયો જે દેશમાં છે.

ગુર્જરદેશમાં આવી ગાયો ફરી જોવા મળે એવા પ્રયત્ન થાય તો કેવું સારું ?

## ૬

# સહિષ્ણુ અકબર

જ્યારે હિંદુમુસલમાન અંદર અંદર લડે છે, અને ક્ષમા તથા ખામોશની વાત જ ભૂલી ગયા છે એવે આજને સમયે હિંદુમુસલમાનોની એક બીજા પ્રત્યે સહિષ્ણુતા કે ઉદારતાનાં સ્મરણો વિચારી જવાં અસ્થાને નહિ ગણાય. મુસલમાન બાદશાહોમાં અકબર સહિષ્ણુતાનો—ઉદારતાનો—નમૂનો હતો.

અકબરની પુસ્તકશાળા પણ કેવી વિશાળ અને વિવિધ હતી! એના મરણ પછી આગ્રાના કિલ્લામાં મિલ્કતની નોંધ થઇ ત્યારે સરસ પૂઠાંવાળાં અને ઘણાં તો સચિત્ર એવાં બધાં હાથે લખેલાં પુસ્તકોની સંખ્યા ૨૪,૦૦૦ થઈ, જેમાંથી ૪,૦૦૦ ઉપર ફૈઝીના મરણ પછી એના સંગ્રહમાંથી આણેલ હતાં, અને આ પુસ્તકોની કિમ્મત ૬,૪૬૩,૭૩૧ રૂપિયા અથવા પુસ્તક દીઠ સરેરાશ આશરે ૨૭૦ રૂપિયા અંકાણી. પુસ્તકશાળાના ભાગ પાડવામાં આવ્યા હતા અને એકેએક ભાગમાં પુસ્તકોના મૂલ્ય તથા વિષય પ્રમાણે પેટાભાગ પાડ્યા હતા. ગદ્ય, પદ્ય, હિંદી, ફારસી વગેરે ભાષાનાં પુસ્તક નોખાં નોખાં ગોઠવ્યાં હતાં.

અકબરની જિજ્ઞાસા એટલી તીવ્ર હતી કે એણે કેટલાએ સંસ્કૃત ગ્રંથોનું ફારસી ભાષાન્તર કરાવ્યું હતું. બદાઉની નામે એક ચુસ્ત મુસલમાનને બીજા બે જણ સાથે રામાયણ

મહાભારતનો તરજુમો કરવાનું કામ આવ્યું હતું, તે એને ગમતું નહિ એટલે પોતે લખેલા ઇતિહાસમાં તે કહે છે: 'કિસ્મત આવાં કામ મારી પાસેથી લ્યે છે. પણ ભાગ્યમાં માંડ્યું હોય તે મિથ્યા ન થાય એમ જાણીને શાંત થાઉં છું.' અથર્વવેદ, હરિવંશ તથા રાજતરંગિણીનાં ભાષાંતર થયાં હતાં. મુકમ્મલખાં ગુજરાતીએ તાજકનો અને ફૈઝીએ લીલાવતી (ગણિત) તથા નળાખ્યાનનો તરજુમો કર્યો હતો.

અકબર સંગીતને ઉત્તેજન આપતો એટલું જ નહિ પણ બસે નવીન રાગરાગિણી એણે રચ્યાં હતાં એમ અબુલ ફઝલ લખે છે.

બાદશાહ ઘેર તેમજ પ્રવાસમાં હમેશાં ગંગાજળ પીતા. ગંગા નદીને કાંઠે વિશ્વાસપાત્ર માણસ રહેતાં, તે વાસણમાં પાણી ભરી એનું મોઢું મહોરબંધ કરતાં. બાદશાહ આગ્રા-ફતેહપુર હોય તો સોરેંથી પાણી આવતું, પંજાબમાં હોય તો હરદ્વારથી. રસોડામાં જમના અથવા પંજાબની નદીઓના પાણીમાં ગંગાજળ ભેળવીને તે વાપરતા.

ચોવીશ કલાકમાં અકબર એક જ વાર જમતો, અને સહજ રુચિ હોય ત્યાં ઊઠી જતો. આ વસ્તુ આપણને જણાવનાર અબુલ ફ્ઝલને દિવસમાં ત્રીશ શેર આહાર જોઇતો. બાદશાહ જમવા બેસે એટલે ફકીરોનો હિસ્સો પ્રથમ નોખો કાઢે ને પછી દૂધ-દહિંથી શરૂઆત કરે. જમી રહે એટલે ખુદાની શુક્રગુજારી કરે. અબુલ ફઝલનાં નીચેનાં વાક્ય જાણવા જેવાં છે:

"બાદશાહને માંસ ઉપર અત્યંત અભાવ છે, અને તે વારંવાર કહે છે: 'ખુદાએ ઇન્સાનને વાસ્તે જાતજાતનાં અન્ન

પેદા કર્યાં છે તોપણ અજ્ઞાન અને સ્વાદિયાપણાને લીધે માણસ જીવોને મારે છે અને પોતાના શરીરને જાણે એનું કબ્રસ્તાન બનાવે છે. હું રાજા ન હોત તો હું માંસનો એકદમ ત્યાગ કરત, અને હવે તે હું ધીરે ધીરે છોડી દેવા ધારું છું.' કેટલાક સમય સુધી શુક્રવારે ને પછી રવિવારે એણે માંસ છોડયું. અને હવે દરેક સૌર માસની પહેલી તારીખે, રવિવાર અને સૂર્યચન્દ્રના ગ્રહણને દિવસે, માંસત્યાગના બે દિવસની વચ્ચે આવી જતો હોય એવે દિવસે, રજબ માસને સોમવારે, તીર માસના ઉત્સવને દિવસે, આખા ફરવરદીન માસમાં અને જે માસમાં ખુદાવિંદનો જન્મ થયો હતો તે આવાં માસમાં તે માંસને અડતા નથી. અને બાદશાહ સલામતનો હુકમ છે કે એની જેટલાં વર્ષની અવસ્થા હોય એટલા દિવસ માંસની બંધી પાળવી, એટલે આવાં પછીના આદર માસના થોડાક દિવસ માંસ વર્જ્ય હતું તે હવે આખો મહિનો વર્જ્ય થયું છે. અને એની નેકીને કારણે બાદશાહ આ ઉપરાંત વર્ષે વર્ષે માંસત્યાગના દિવસ પાંચથી ઓછા નહિ એવી રીતે વધાર્યે જ જાય છે."

અકબરે ગોવધ તદ્દન, અને બીજાં પશુનો વધ પજ્જૂસણ સહિત એકંદર વર્ષમાં છ માસ બંધ કર્યો હતો. હીરવિજય-સૂરિના કહેવાથી એણે કેદી તથા પાંજરામાં પૂરેલાં પક્ષીને છોડી મૂક્યાં હતાં. શિકારનો પોતાને બેહદ શોખ છતાં તે છોડયો હતો અને ડામર સરોવરમાં માછલાં મારવાની મના કરી હતી. શત્રુંજય ઉપર તથા બીજે બધે જાત્રાળુ પાસેથી લેવાતા કર એણે માફ કર્યા હતા, તે એમ જાણીને કે 'પૂજા તથા બંદગીના જુદા જુદા માર્ગ અથવા તરીકા એક ખુદાને

વાસ્તે જ યોજેલા છે, એટલે ખુદાના કોઇ પણ બન્દાના માર્ગમાં અડચણ કરવી ઠીક નહિ.' અકબરનો સિદ્ધાંત

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥

આ શ્લોકને બરાબર મળે છે. અકબરે બાળવિવાહ બંધ કર્યા હતા અને વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી હતી. તે કહેતો કે વિવાહમાં વરકન્યાની સંમતિ તથા માબાપની અનુમતિ જોઇએ. એણે એની પ્રજાને અંતઃકરણની સંપૂર્ણ સ્વતંત્રતા આપી હતી. 'કોઇ હિન્દુ, બાળક હોય ત્યારે અથવા બીજે સમયે, એની ઇચ્છા વિરુદ્ધ મુસલમાન બને, તો એની ઇચ્છા હોય તો એને પાછો હિંદુધર્મ સ્વીકારવા દેવો.' 'ધર્મને કારણે કોઇનું નામ ન લેવું, અને જેને જે ધર્મ પાળવો હોય તે તે પાળે.'

અકબરનાં કેટલાંક સુભાષિત ઊતારીને પૂર્ણાહુતિ કરીએ:

"બધા માણસો સાથે મારે હળીમળીને રહેવું જોઇએ. જો તેઓ ખુદાપરસ્ત હોય, ને હું તેમને અડચણ કરું તો તો બહુ જ ખોટું, અને ખુદાપરસ્ત ન હોય તો તેઓ અજ્ઞાન-રોગે પીડાતા હોવાથી દયાપાત્ર છે."

"દયા અને પરોપકાર સુખ તથા દીર્ઘાયુષનાં સાધન છે, મેંઢાંને વર્ષમાં એક બે બચ્ચાં જ થાય છે, છતાં એની સંખ્યા મોટી છે. કૂતરાંને બચ્ચાં ઘણાં થાય છે છતાં એની સંખ્યા થોડી હોય છે."

"ગીધ કેમ દીર્ઘાયુષ ભોગવે છે અને બાજ કેમ અલ્પજીવી છે એમ કોઇ ડાહ્યા માણસને પૂછ્યું, તો તેણે જવાબ દીધો, 'ગીધ કોઈ પ્રાણીને ઇજા કરે નહિ અને બાજ શિકાર કરે એટલે.'"

૭

## અકબરના સમયનાં ઢોર

અબુલ ફઝલ લખે છે:

"આખા હિંદુસ્તાન દેશમાં ગાય શુભ ગણાય છે અને માન પામે છે. સામ્રાજ્યના એકેએક ભાગમાં જાતજાતનાં ઢોર થાય છે, પણ તેમાં ગુજરાતનાં ઉત્તમ છે. ગુજરાતના બળદ દિવસ અને રાત મળીને ૮૦ કોસનો પંથ કરે છે અને તેજ ઘોડાંથી યે આગળ જાય છે. . . . કોઈ વાર બળદની જોડી ૧૦૦ મહોરને ભાવે વેચાય છે, પણ સામાન્ય ભાવ ૧૦–૨૦ મહોર હોય છે. . . . કેટલીક ગાય દિવસનું અધમણ દૂધ આપે છે. ગાયનો સાધારણ ભાવ ૧૦ રૂપિયા હોય છે. ખુદાવિંદ પાસે એક બળદની જોડી હતી, તેના ૫,૦૦૦ રૂપિયા બેઠા હતા."

અકબરના સમયમાં દૂધ ૨૫ દામનું મણ મળતું. ૪૦ દામ=૧ રૂપિયો અને અબુલ ફઝલ મણ કહે છે તે ૫૫ા શેર (રતલ) બરાબર હતો: એટલે દૂધ રૂપિયાનું ૮૯ શેર થયું. મણ ઘીના ૧૦૫ દામ બેસતા, એટલે ઘી રૂપિયાનું ૨૧ શેર ઉપર પડ્યું.

૯

## ત્રણસે વર્ષ અગાઉની એક પાંજરાપોળ

આજથી આશરે ત્રણસેં વર્ષ પૂર્વે, એટલે શિવાજી મહારાજના જન્મ પહેલાં બે ચાર વર્ષે, સીન્યોર પીત્રો દલા વાલ નામે એક ઇટૅલિયન પ્રવાસી આપણા દેશમાં આવ્યો હતો, એણે મારિયો શીપાનો નામે પોતાના મિત્રને પત્રરૂપે પ્રવાસવર્ણન લખી મોકલ્યું હતું. સીન્યોર વાલે ખંભાતમાં એક કૌતુક દીઠું એને વિષયે તે કહે છે:

"અમે ખંભાત પહોંચ્યા તે જ દિવસે, જમીજૂઠી ઘડીક વિશ્રાન્તિ લઈને, બધી જાતનાં પક્ષીઓની એક પ્રખ્યાત ઇસ્પિતાલ જોવા ગયા, ત્યાં માંદાં તથા લૂલાં પક્ષીઓને રાખે છે અને યત્નપૂર્વક પાળે છે. પક્ષીઓને સંભાળનાર માણસોનો નિર્વાહ પણ ધર્માદામાંથી થાય છે . . . . મેં ત્યાં કૂકડા, પારેવાં, મોર, બતક વગેરે જાતજાતનાં પક્ષી દીઠાં. પક્ષી સાજાં થાય એટલે જંગલી હોય તો એને છોડી મૂકે છે, અને પાળેલ હોય તો કોઇ સજ્જનને ઘેર રાખવા આપે છે. આ ઠેકાણે બહુ વિચિત્ર વસ્તુ મેં જોઈ તે આ હતી, કે જેણે ચશ્માં પહેર્યાં હતાં એવો ધોળી દાઢીવાળો એક વૃદ્ધ માણસ ઉંદરનાં અનાથ બચ્ચાંને પેટીમાં રૂ વચ્ચે રાખતો હતો અને પક્ષીના પીછાં વતી એને દૂધ પાતો હતો. બચ્ચાં નાનાં હતાં ને દૂધ વિના બીજું કાંઇ ખાઈ શકતાં નહોતાં. એ માણસે અમને કહ્યું કે, એ બચ્ચાં મોટાં થાય એટલે એને છોડી મૂકીશ.

× × × ×

"બીજે દિવસે અમે માંદાં તથા લૂલાં બકરાં ઘેટાંની જગ્યા જોઈ, એની સાથે કૂકડા, મોર વગેરે બીજાં જનાવર પણ હતાં, અને એ બધાંને સંભાળનાર સ્ત્રીપુરુષો ત્યાં જ નાની નાની ઓરડીઓમાં રહેતાં હતાં. અહીંથી આઘે લૂલી, અશક્ત, વૃદ્ધ, અથવા દૂબળી ગાયો તથા વાછડાંની ઇસ્પિતાલ અમે જોઈ. પશુઓની સાથે એક મુસલમાન ચોર પણ હતો, તે ચોરી કરતાં પકડાઈ ગયો એટલે એના બેય હાથ કાપી નાખેલ હતા. પણ હવે પોતાનું પેટ ભરવાને અશક્ત થઈ જવાને લીધે તે પીલાઈ પીલાઈને મરે નહિ એટલા માટે દયાળુ હિન્દુઓએ એને અહીં રાખ્યો છે અને એને કોઇ વાતે ઊણપ રહેવા દીધી નથી. વળી શહેરના એક દરવાજા બહાર અમે ગાયો, વાછડાં તથા બકરાંનું મોટું ધણ જોયું; તેમાં કેટલાંક માંદાં હતાં એને સારવાર કરવા રાખ્યાં હતાં, બીજાં નધણિયાતાં જણાયાથી રાખી લીધાં હતાં અને કેટલાંક માંસાહારી મુસલમાનોને પૈસા આપીને છોડાવેલ હતાં ( આ તે બકરાં વગેરે, ગાયો કે વાછડાં નહિ ), અને એ બધાંને ધર્માદા ખાતે રાખેલ ગોવાળ ખેતરમાં ચારતા હતા. આ પ્રમાણે સાજાં થઈ જાય એટલે કોઇ દયાળુ માણસને ભળાવે છે. કતલથી છોડાવેલ જનાવરમાંથી મેં ગાયો ને વાછડાંને બાદ કર્યાં; કારણ ખંભાતમાં ગાય, વાછડાં કે બળદને કોઇ મારતું નથી, અને હિન્દુઓએ નવાબ સાહેબને મોટું નજરાણું આપીને ગોવધની બંધી કરાવી છે, અને કોઇ ગોવધ કરતો જણાય તો એને આકરી શિક્ષા, દેહાન્તદંડ પણ થાય."

## ૧

# પાંજરાપોળમાં સુધારો

[ લે. મિ. વિલ્યમ સ્મિથ ]

વર્તમાન પાંજરાપોળોમાંની વધુઘટુ સ્થાયી તથા નિશ્ચિત આવકવાળી કેટલીક સાધારણ ઠીક ચાલે છે, અને વૃદ્ધાવસ્થાને લીધે નકામાં થયેલાં અમુક ઢોરને આશરો આપે છે. પરંતુ વેપારપાણી મંદ હોય અને ફાળાના પૈસા વસુલ કરવામાં વિલંબ થાય એવા વખતમાં ઘણી પાંજરાપોળોમાં ઢોર ભૂખનું કષ્ટ વેઠી વેઠીને અન્તે મરી જાય એવો અનુભવ વિરલ નથી. આવી સ્થિતિમાં ગોશાળા ગાયનું આશ્રયસ્થાન મટીને વધસ્થાન બની જાય છે, અને તેમાં વધનું સાધન છરો નહિ પણ ભૂખમરો હોય છે. આવી ભયાનક દુર્દશા ઓછામાં ઓછા ૭ પ્રસંગે મારા જોવામાં આવી છે. એટલે પાંજરાપોળો વિષયે પ્રથમ કરવાનું તે આ, કે સ્વાભાવિક મરણ-

પર્યન્ત સારી રીતે ખવરાવી તથા સાચવી શકાય અને ભીડ ન થાય એવી રીતે રહી શકે એના કરતાં વધારે ઢોર કોઇ પણ પરિસ્થિતિમાં ત્યાં સંઘરવામાં ન આવે.

નિશ્ચિત આવકવાળી તથા મૂડી મેળવી શકે એવી બધી મોટી પાંજરાપોળોમાં મારા મત પ્રમાણે ત્રણ વિભાગો કરવા જોઇએ, અને તે બધા ઉપર કેળવાયેલા દુગ્ધાલય-વ્યવસ્થાપકની દેખરેખ જોઇએ.

૧. પાંજરાપોળ વિભાગ, જ્યાં ભેંશ વિના બીજાં ઘરડાં તથા નકામાં ઢોર સ્વાભાવિક મોતે મરે ત્યાં સુધી પળાય.

૨. ગોશાળા વિભાગ, જ્યાં કતલથી બચાવેલી ગાયોમાંથી ઓલાદ આપે એવી હોય તે, તેમજ બીજી દૂધાળી ગાયો રહે. આ ગાયોના દૂધની નોંધ રહે, અને દૂધ સૌથી વધારે નફો રહે એવી રીતે વેચાય. ઉત્તમમાં ઉત્તમ ખુંટ આ ગાયોને દેખાડાય અને વાછડાંને સંભાળપૂર્વક ઊછેરાય. ધણખુંટ દાખલ કામ આવે એમ ન હોય એવા વાછડાને ખસી કરવા, અને ખુંટ દાખલ અર્થ આવે એવાને ત્રીજા વિભાગમાં મૂકવા અથવા ગામડાંમાં ધણખુંટ દાખલ મોકલવા. વાછડી બધી ઊછેરવી. વાછડાંઓની સંખ્યા બહુ વધી જાય, એટલે તે સંભાવિત હિન્દુઓને એવી શરતે વેચાતાં આપવાં કે કામ અથવા દૂધથી ઊતરી જાય એટલે પાંજરાપોળ વિભાગમાં એને મૂકી જાય.

૩. ખુંટ વિભાગ, જ્યાં આસપાસના લોકોના ઉપયોગ અર્થે સર્વોત્તમ જાતના ખુંટ રહે. જે ગાયોને વ્યવસ્થાપક ઓલાદ લેવા લાયક ગણે એ બધીને આ ખુંટ વિના મૂલ્ય દેખાડાય, અને દેખાડાની નોંધ રહે. આસપાસના પ્રદેશમાં

ખુંટ વિના બીજા બળદને વિના મૂલ્યે ખસી કરવાનું કામ પણ આ વિભાગમાં થાય.

ભેંશની ઓલાદ સુધારવા કાંઇ વિશેષ પગલાં લેવાનું પ્રયોજન નથી. માદા દૂધ આપે અને નર કામ આપે આમ એવડા ગુણ ઢોરની જે જાતમાં હોય નહિ તે જાત આ દેશમાં રાખવી પોસાય એમ નથી. પાડો સામાન્ય રીતે ખેતરમાં કે ગાડામાં કામ આવતો નથી, અને તેથી ઓલાદ અર્થે જોઇએ તે વિના બીજા બધા પાડાને જન્મતાં જ કતલ કરવામાં ન આવે તો તે દેશને ભારરૂપ થઇ પડે છે. હિંદુસ્તાનના લોકો મોટે ભાગે પશુવધમાત્રથી વિરુદ્ધ છે; નહિ તોપણ માંસને માટે પાડા ઊછેરવા પાલવે નહિ, કેમકે એ જાતના માંસની કિમ્મત પડતરથી ઓછી છે.

ગાય દૂધે ઘટી ગઇ છે, એટલે જ હિંદુસ્તાનમાં ભેંશ જીવે છે અને વધે છે, અને મજબુત તંદુરસ્ત વાછડાને પૂરું પડે એટલું જ નહિ પણ તે ઉપરાંત પોતાના ખાધાખર્ચ જેટલું ગાય વિશેષ દૂધ આપે, આટલે સુધી બધી જાતની ગાયોની દૂધ આપવાની શક્તિ વધારવી એ ઢોરઊછેરની પ્રવૃત્તિમાત્રનું લક્ષ્ય હોવું જોઇએ. જો અને જે દિવસે આ ધોરણને આપણે પહોંચી જઇએ, તો અને તે દિવસે ભેંશ નિરર્થક થઇને આર્થિક શક્તિનો ભોગ થઇ પડશે. હાલમાં દેશના ઘણા ભાગમાં ખેડૂ બળદ ઊછેરવા બે ત્રણ ગાય રાખે છે અને ઘરજોગા દૂધઘી સારું એક બે ભેંશ રાખે છે. આ સ્થિતિ કદાપિ ટકી શકે નહિ. એમાં વધારે પડતું ખર્ચ છે, અને હાલ જે ગાયો બળદ ઊછેરવામાં જ કામ આવે છે તે ભવિષ્યમાં વાછડાને ઊછેરવા ઉપરાંત ઘરજોગું દૂધઘી કેમ

પૂરું ન પાડે એનું કાંઇ કારણ નથી. આ દેશનાં ઢોર માંસની દૃષ્ટિએ નકામા જેવાં છે, અને બળદ સારું ગાય ને દૂધ સારું ભેંશ રાખવી આપણને પરવડે નહિ. આ બેય કામ ગાય જ કરી શકે અને ગાયે જ કરવાં જોઇએ. એટલે પાંજરાપોળોએ ગાયને પાળવા તથા સુધારવાનો વિશેષ પ્રયત્ન કરવો જોઇએ. હિંદુસ્તાનમાં ખેતીનો આધાર બળદની માતા ગાય ઉપર છે, ભેંશ ઉપર નહિ; અને લોકોની તંદુરસ્તી ગાયના દૂધથી ટકી રહે તથા સુધરે એમ છે. ગાય દૂધે ઊતરતાં ભેંશ આગળ આવી છે, એટલે ભેંશે એક રીતે અનધિકારપ્રવેશ કર્યો છે.

ઉપર દર્શાવેલી રીતે પાંજરાપોળોને ચલાવવા લાયક ખરેખરા હુશિયાર માણસોને પાંજરાપોળોમાં રાખવામાં આવે તો તેમાં દેશનું ભારે કામ થાય એમ છે.

[વાચક ઉપલી નોંધ ઉપરથી જોઈ શકશે કે ચાલુ પાંજરાપોળોના પરિચયપૂર્વક મિ. સ્મિથે તે લખી છે. પોતે ઘણી પાંજરાપોળો જોઈ છે એમ એણે મને કહ્યું. એના મત પ્રમાણે પાંજરાપોળોએ વૃદ્ધ તથા અપંગ ઢોરને આશરો આપવો જોઇએ, એટલું જ નહિ, પણ ગોપાલનનું કામ કરવું તથા લોકોને ગોપાલનની કળા શીખવવી જોઇએ, અને એટલા માટે પાંજરાપોળને અંગે સુવ્યવસ્થિત આદર્શ દુગ્ધાલય તેમ જ ખુંટવિભાગ રાખવા જોઇએ. આ ઉપરાંત ચર્માલય પણ જોઇએ એમ હું માનું છું. ચર્માલય વધારવા વિષે મિ. સ્મિથ સાથે મેં ચર્ચા કરી. એ વિચાર એને આકર્ષક લાગ્યો, પણ પોતાના વિષય બહાર વિચરવાની એની ઇચ્છા નહોતી. ભેંશ વિષયે મિ. સ્મિથે સાવધાનપણે ઉલ્લેખ

કર્યો છે તે જાણવાજોગ છે. પશુવધ વિષયે આપણને અરેરાટી છે તે એને નથી, હોઈ શકે નહિ, છતાં તે જુએ છે કે આ દેશમાં નકામાં ઢોરનો વધ સૂચવવો તે કોઇ પણ દેશમાં વૃદ્ધ તથા અશક્ત માબાપનો વિનાશ સૂચવવા જેટલું જ અસ્થાને છે. એટલે હિંદુઓની લાગણીમાં પ્રવેશ કરવાનો એણે યથાશક્તિ પ્રયત્ન કર્યો છે, અને આપણી પરંપરાની સાથે બંધ બેસે એવી રીતે ઢોરને પાળવાના તથા સંભાળવાના ઉપાય સૂચવ્યા છે. મિ. સ્મિથની મહત્ત્વની નોંધમાં કરેલી સૂચનાઓ વિષયે પાંજરાપોળોના વ્યવસ્થાપકો વિચાર કરશે અને શરૂઆતમાં નહિ જેવા ખર્ચે કરી શકાય અને પરિણામે બહુ નફો આપે એવા વ્યવસ્થામાં આવશ્યક ફેરફાર કરશે, એવી હું આશા રાખું છું. **મો. ક. ગાંધી** ]

## ૨

## ગામડામાં ઢોરનો સુધારો

[ગામડામાં ઢોર સુધારવાની સહકારી યોજના વિષયની મિ. સ્મિથની નોંધ આ નીચે આપું છું. પાંજરાપોળવાળી યોજનાનો તો તત્કાળ અમલ થઈ શકે એમ છે, કારણ એમાં સાધન તૈયાર છે અને તેમાં માત્ર સુધારો જ કરવાનો છે, પણ શહેરોથી દૂર અને ઘીના પેદાશના ક્ષેત્રથી બહાર આવેલાં ગામડાં સંબંધી રજુ કરેલી આ યોજના અમલમાં મૂકવી પ્રમાણમાં કઠણ છે. પરંતુ આર્થિક પરવશતા તથા ગોપાલન વિષયે લોકોના અજ્ઞાનને લીધે જ્યાંથી બળાત્કારે ખેંચાઈને ઢોર કતલખાને જાય છે, તે સંખ્યાબંધ ગામડેથી જ ખરા સુધારાનું મંડાણ થઈ શકે. દેશનાં અનેક કતલખાનાંમાં જે ઢોર આવી ભરાય છે એની હાલચાલનો કોઈ સંભાળથી અભ્યાસ કરે, તો જણાય કે યેન કેન પ્રકારેણ તથા જેમ બને એમ તરત પૈસો મેળવવો એ જ જેનો સિદ્ધાન્ત છે એવા દલાલો આ દૂર રહેલાં ગામડાંમાંથી કતલખાનાં સારું ઢોર વેચાતાં આણે છે. ગોસેવકનું કામ ઇચ્છામાત્ર વડે જેના તેનાથી ન થઈ શકે. જેમ વકીલ, દાક્તર, એંજિનિયરને,

તેમ એને પણ પોતાની કળા શીખવી પડે છે, અને તે બધા કરતાં વધારે શ્રમ લેવો પડે છે. એટલે અમુક પસંદ કરેલાં ગામડાંમાં મિ. સ્મિથની યોજનાને અમલમાં મૂકવાના હેતુપૂર્વક આપણાં ઢોરના તથા ગામડાંના હિતેચ્છુઓએ એ યોજનાનો અભ્યાસ કરવો જોઇએ. યોજનાને વેદવાક્ય જેવી સમઝવાની નથી. જેને ઢોરઊછેરની અથવા સહકારની યોજનાઓનો પરિચય નથી એને તે આદર્શનો અર્થ સારે છે. સરકારી સહકારી ખાતાનો યોજનામાં ઉલ્લેખ છે તેથી અસહકારીએ ભડકવાનું કારણ નથી. રાષ્ટ્રીય અસહકાર જેવું તો હમણાં કાંઇ છે જ નહિ; હતું તે વખતે પણ બધાં સરકારી ખાતાં પરત્વે એનો અમલ કરતા નહોતા. સહકારી સંસ્થાઓનો જેણે ત્યાગ નહોતો કર્યો એવાય અસહકારીઓ હતા, અને આજ પણ હું કેટલાક અસહકારીને જાણું છું, જેઓ સહકારી સંસ્થા સાથે સંબંધ રાખવા છતાં અસહકારી નામ ધરાવે છે. પણ કાયદેસર સહકારી સભાનો જેને લાભ ન લેવો હોય એવા ગોસેવક પણ યોજનાનો ઉપયોગ કરી શકે, સહકારી ખાતું ખરા દિલથી સલાહ આપે તો તે એનો લાભ લ્યે, અને સહકારી ખુંટનો ઉપયોગ કરવા મળે તો કરે. ખેડૂતોને ઢોર સુધારવા વિષયે કેળવણી આપવા મંડવું એ મુખ્ય વાત છે, અને એ દિશામાં આ યોજના સહાયક છે. યોજનાનો બરાબર અમલ થાય, તો ઢોરની કિમ્મત તથા દૂધની નીપજ બમણી થાય એવી મિ. સ્મિથની પ્રતિજ્ઞા છે. મો. ક. ગાંધી ]

**૫૦૦ માણસ તથા ૫૦–૧૦૦ પુખ્ત ઉમરની ગાય ભેંશવાળા આગગાડીથી દૂર આવેલા ગામડામાં ઢોર સુધારવા વિષયની નોંધ**

આ પ્રકાર તથા કદના ગામડામાં વાછડાંને ધવરાવતાં જે દૂધ વધે તે બધું ગામવાસીઓ જ એક અથવા બીજે રૂપે વાપરે.

પ્રાન્તિક સરકારી સહકારી ખાતાના આશરા નીચે ગામડાના બધા ઢોરના માલિક મળીને સહકારી ઢોરસુધારા સભા સ્થાપે. એક જણ પાસે જેટલાં ઢોર હોય એટલા ચાર ચાર આનાના સભાના ભાગ (શેર) તે રાખે. એક સભાસદ એક મત આપે એ સિદ્ધાન્ત પ્રમાણે ભાગિયાઓએ ચુંટેલા ૬–૮ માણસની બનેલી એક નાની કાર્યવાહક સમિતિ આ સહકારી સભા ઉપર અંકુશ રાખે. આ કાર્યવાહક સમિતિ પ્રમુખ, સેવાર્થી મંત્રી તથા સેવાર્થી ખજાનચીને ચુંટે, તેમાં પ્રમુખ સમિતિનો સભ્ય જ હોય, પણ મંત્રી તથા ખજાનચી સમિતિના સભ્ય હોય એવું આવશ્યક નહિ.

નાણાં, દફતર, ઢોરઉછેર, ઢોરનો ચારો, ઢોરના રોગ ઇ. ઇ. વિષયમાં આવી સભા, વિશેષે કરીને કામ શરૂ કરતી વખતે, તે તે શાસ્ત્રવિશારદોની સલાહ મેળવે તથા અનુસરે, નહિ તો તે નિરર્થક થઈ પડે. એટલે વ્યવસ્થા, નાણાં, હિસાબ, હિસાબતપાસ વિષયે સભા ઉપર સ્થાનિક સહકારી ખાતાની દેખરેખ હોવી જોઇએ, અને એને સ્થાનિક ખેતી તથા પશુ-વૈદ્યક (વેટરિનરી) ખાતાની સલાહ તથા મદદ મળવી જોઇએ. સભાનું દફતર તથા હિસાબ તે તે પ્રદેશની દેશી ભાષામાં જ રહે. સભાએ કરવાનાં કામ અગત્યના ક્રમમાં નીચે પ્રમાણે છે:

૧. ગામનાં નાનાંમોટાં ઢોરમાત્રને વિષયે બધી વિગતવાળું પત્રક બનાવવું.

૨. એકેએક ઢોર ઉપર માલિકી સૂચવનારો આંકડો ડામ દઈને છાપવો, અથવા કાનમાં છુંદણું પડાવવું.

૩. સ્થાનિક ખેતીખાતાની મદદથી સભાસદોની દર પચાસ પુખ્ત ઉમરની ગાયો દીઠ એક સારો ધણખુંટ રાખવાની, તથા એને ખવરાવવા પીવરાવવા સંભાળવાની અને એકેએક ખુંટના દેખાડાની બરાબર નોંધ રાખવાની વ્યવસ્થા કરવી.

૪. સ્થાનિક ખેતીખાતા દ્વારા અથવા તેની સંમતિથી સારા ખુંટ મેળવવા અને જાહેર કરવું કે સભાસદોને વિના મૂલ્યે અને એમ ઇષ્ટ લાગે તો, સભાસદ વિનાના બહારના અમુક માણસોને કાંઈક મૂલ લઈને ખુંટનો ઉપયોગ મળી શકશે.

૫. દર પચાસ ગાય ભેંશ દીઠ એક ખાસ પસંદ કરેલો ખુંટ અથવા પાડો અનામત દાખલ અખંડ રાખવો, તે વિના ગામમાં બળદ પાડા હોય તે બધાને સ્થાનિક પશુવૈદ્યક ખાતાની મદદથી ખસી કરાવવા. આ અનામત ખુંટ તેમના ધણી પાસેથી સભાએ વેચાતા લઈ લેવા અને ચોથી કલમમાં બતાવેલા ખુંટની સાથે રાખવા.

૬. બધા સભાસદોનાં ઢોરને પૂરો પડે તે ઉપરાંત અકસ્માતને સારું સંઘરી રાખી શકાય એટલો ચારો સહકારી ધોરણે ઊગાડવો, સંભાળવો તથા ભરી રાખવાની યોજના સ્થાનિક ખેતી ખાતાની સલાહથી ઘડવી.

૭. દૂધ નોંધવાની યોજના કરવી, જેથી સભાસદોની સારામાં સારી ગાયભેંશના દૂધની નીપજની પ્રમાણભૂત નોંધ રહે. આટલા સારું દૂઝણાં ઢોરમાંથી અર્ધાં સુધી બહુ દૂધાળાં ઢોર સભાએ પસંદ કરવાં. અને પ્રતિષ્ઠિત સેવાર્થી કાર્યકર્તાઓની મારફત આમ પસંદ કરેલી એકેએક ગાય દૂઝે ત્યાં સુધી

અઠવાડિયામાં એક દિવસ તેમના દેખતાં દોવરાવવી. આમ દૂધ નોંધાય તેટલી તે આખા અઠવાડિયાની દૈનિક સરેરાશ નીપજ ગણવી, અને દરેક આંકડાને સાતે ગુણવાથી આખા વેતરની નીપજ ઠીક ચોકસાઇથી નક્કી થઈ શકે.

મૂડી જોઇએ તેનો આંકડો ગણવામાં એમ માની લીધું છે, કે પંજાબમાં તથા બીજે થાય છે તેમ સ્થાનિક સરકાર અર્ધે ભાવે ખુંટ પૂરા પાડશે. સભાસદોનાં ઢોરને વાછડા થાય, તેમાંથી કયા ખસી કરવા અને કયા ખુંટ દાખલ અખંડ રાખવા તે સ્થાનિક ખેતી તથા પશુવૈદ્યક ખાતાની મદદથી અને દૂધની નોંધને આધારે સભા નક્કી કરે.

ગામડાંની ભેંશની ઓલાદ સુધારવા કાંઇ વિશેષ પગલાં લેવાની જરૂર નથી. એનાં કારણ પાંજરાપોળવાળી નોંધમાં મેં આપી દીધાં છે. ગામમાં ભેંશના માલિક હોય એને સભાસદ બનવા નોતરવાં, અને સંભાળપૂર્વક ઊછેરને પરિણામે ગાયનું દૂધ વધે એટલે ક્રમેક્રમે ભેંશને ઠેકાણે ગાય રાખવામાં તેમને ઉત્તેજન આપવું. આગળ ઉપર સભાસદોના વધારાના દૂધની વ્યવસ્થા કરવાનો પ્રશ્ન સભા આગળ ઉપસ્થિત થાય તે વખતે ગાય ભેંશ બેયના દૂધની વ્યવસ્થા વિચારાય.

બીજાં પણ અનેક કામ સભા કરી શકે અને કરે, પણ સભાને આવક નહિ જેવી હોય અને ગામના ઢોરના માલિકોના લાભાર્થે એનું અસ્તિત્વ હોય, એટલે જેના ઉપર વ્યાજ ન ભરવું પડે એવી મૂડી એણે મેળવવી જોઇએ. ભાગિયાને વ્યાજ આપવામાં કાંઇ ખર્ચ ન થાય, અને સભાને પ્રાથમિક તથા પુનરાવર્તી ખર્ચ થાય તેનો અડસટ્ટો નીચે પ્રમાણે છે :

## પ્રાથમિક ( મૂડી ખાતે ) ખર્ચ

| | |
|---|---|
| ૨ ખુંટ પ્ર. રૂા. ૧૭૫ એકના ( અર્ધી કિમ્મત ) | રૂા. ૩૫૦ |
| ૧ છુંદણાં પાડવાનું યંત્ર | ૯૦ |
| ૧ વધારાનો ખુંટ સ્થાનિક | ૬૦ |
| ૧ દૂધ જોખવાનું યંત્ર | ૧૫૦ |
| ‘ ફર્નિચર ’ | ૫૦ |
| કુલ રૂા. | ૭૦૦ |

## વાર્ષિક ચાલુ ખર્ચ

| | |
|---|---|
| ત્રણ ખુંટ પાળવાનું વાર્ષિક ખર્ચ | રૂા. ૩૭૦ |
| એક નોકરનો વાર્ષિક પગાર | ૧૫૦ |
| ખુંટના વાડાનું ભાડું | ૬૦ |
| કાર્યાલયને સારું ઓરડીનું ભાડું | ૫૦ |
| પરચુરણ તથા ‘ કંટિજંસી ’ | ૫૦ |
| ખુંટને અકસ્માત્ ઇત્યાદિ | ૧૦૦ |
| દવા ઇત્યાદિ | ૨૦ |
| મૂડીનું વ્યાજ ( બૅંકને દેવાનું ) | ૫૦ |
| કુલ રૂા. | ૮૫૦ |

## વાર્ષિક આવકનો અંદાજ

| | |
|---|---|
| ખાતર વેચતાં | રૂા. ૪૦ |
| બહારનાં માણસો પાસેથી દેખાડાનું મૂલ | ૧૦ |
| કુલ રૂા. | ૫૦ |

આવક રૂા. ૫૦ બાદ કરતાં વાર્ષિક ખર્ચ રૂા. ૮૦૦.

મૂડી જોઇએ તે મેળવવી કઠણ ન પડે, કેમકે કાર્યવાહક સમિતિના સભાસદોની સંયુક્ત અંગત ખોળાધરી ઉપર, ઉપર દર્શાવેલી નાની રકમ મધ્યસ્થ સહકારી બેંક પાસેથી ઘણું કરીને મળી જાય.

વાર્ષિક પુનરાવર્તી ખર્ચને પહોંચી વળવા માટે, પોતે જેટલી રકમ ભેળી કરે તેટલી રકમની વાર્ષિક મદદ સભાએ સ્થાનિક સરકારના ખેતી અથવા સહકારી ખાતા પાસેથી માગવી. એટલે સભાએ વાર્ષિક રૂા. ૪૦૦ ઊભા કરવા જોઇએ. આમાંથી અમુક ભાગ ઉદાર સજ્જનો પાસેથી મળી શકે, અને બાકીના ભાગ સારૂં સભાસદો પાસેથી ઢોર દીઠ દર મહિને બે આના ઊઘરાવી શકાય. ગામમાં કુલ ૩૦૦ ઢોર હોય તો આ નાના ઊઘરાણાથી સભા ચલાવવાનો અર્ધો ખર્ચ મળી જાય.

આ રીતે સહકારી સભા પ્રામાણિકપણે ચાલે તો હું ધારું છું કે ત્રણ પેઢીમાં એટલે દશ વર્ષમાં ઢોરની કિમ્મત તથા દૂધની નીપજ બમણી થાય.

## ૩

## ઢોરનો ચારો

( મિ. ગેલેટ્ટીનો ગાંધીજી ઉપર પત્ર )

નાનાં ખાતાંઃ મારા પિતાનાં ૧૧ ખેતર હતાં. તેમાંનું સૌથી મોટું ૧૨૦ એકરનું અને સૌથી નાનું ૪ એકરનું હતું. અને જેમ મોટા ખેતરમાં તેમ જ નાનામાં પણ વારાફરતી નોખા નોખા પાક ઊગાડવામાં આવતાઃ ૧ એકર ઘઉં, ૧ એકર મકાઈ અને ૨ એકર ઢોરચારો. અને આપના વાંધાનો મારો આ જવાબ છે. નાનાં ખેતરમાં પણ વારાફરતી નોખા નોખા પાક થઈ શકે અને કરવા જોઇએ. અગારો નાનો ખેડૂત માત્ર એક જ જોડી બળદ રાખતો, પણ તેને અતિશય કાળજીથી ચારો ખવડાવતો, અને તેના ચાર એકરના જીરાયત પાક ઉપર તે, તેની સ્ત્રી અને તેનાં બે ત્રણ છોકરાંનો નિર્વાહ ચાલતો. અને તે ઠીક સુખી હતો, કારણ મારા પિતા કહેતા તેમ તેનું નાનું ખેતર તો એક વાડી હતું, તે ખેતરની તસુ તસુ જમીનમાં તેના પરસેવાનું ( પરિશ્રમ )નું ઉત્તમોત્તમ ખાતર પૂરેલું હતું. તેની પાસે શાકપાનની એક નાનકડી વાડી હતી, તેની પાસે ઓલિવનાં ઝાડો હતાં, તેની પાસે તેના ખેતરમાં શેતુરનાં ઝાડો હતાં જેની

ઉપર દ્રાક્ષના વેલા ચડેલા હોય, અને અંજીર તથા ચેરીનાં ઝાડ પણ તેણે ઊછેર્યાં હતાં. તેની સ્ત્રી શીયાળામાં તેને માટે કાંતતી અને લુગડાં વણતી, અને ઊનાળામાં રેશમના કીડા રાખી રેશમ ઊપજાવતી. એ ખેડૂત પાસે થોડા મધપૂડા પણ હતા, ખેડાખેડના સમયમાં તે ગાડીબળદ ભાડે ફેરવતો. ઉપરાંત ઘેટાં, ડુક્કર અને મરઘાં પણ રાખતો.

પેલું મોટું ૧૨૦ એકરનું ખેતર હતું તેની વ્યવસ્થા ચાર ભાઇઓ અને તેઓની સ્ત્રીઓ તથા છોકરાં તથા મોટેરાઓનું બનેલું એક સંયુક્ત કુટુંબ કરતું: એટલે એકંદર ૪૦–૫૦ માણસ. આ ખેતર ઉપરના નાના ખેતર કરતાં ત્રીશગણું મોટું હતું. પણ તેમને બળદની એક જોડીને ઠેકાણે ત્રીશ જોડી નહોતી રાખવી પડતી. આઠ જોડીએ તેમને ચાલી રહેતું. તેઓ ત્રીશગણું ખાતર ન પૂરતાં, ને તેમને ત્રીશગણી મજૂરી ન કરવી પડતી. તેમાંથી ત્રીશગણા ઘઉં કે મકાઈ કે ઢોરચારાનો પાક ન ઊતરતો, અને તેઓ ત્રીશગણું સૂતર કે કપડાં નહોતાં ઉત્પન્ન કરી શકતાં. ૨૦ વર્ષ સુધી આ ખેતરોમાંથી કેટલો પાક ઊતરતો તેનો મને અનુભવ છે. અમારે ચોક્કસ હિસાબ રાખવો પડે છે, કારણ અમે ઇંડાં, ફળ, કાપડ સુદ્ધાં બધી વસ્તુઓ અમારા ગણોતીઆ સાથે વહેંચી લેતા, જો કે અમારા અર્ધા ભાગમાંથી અમારે ભારે મહેસૂલ ભરવું પડતું, ઘરોની અને ખેતરનાં મકાનોની મરામત કરાવવી પડતી અને ઢોર, ઓજાર અને રસાયનિક ખાતરની અર્ધી કિમ્મત અમારે આપવી પડતી. મારા પિતાના મરણ પછી મોટું ખેતર ૬૦ હજાર લાયરે (૧।। લાયર=૧ રૂ.) ને નાનું ૬ હજારે મેં વેચ્યું. એટલે ૧૨૦એકરના કરતાં ૪ એકરના ખેતરની ઊપજ અમને ત્રણગણી

હતી. રૈયતના હિસ્સામાંથી કરો, મરામત વગેરેને અંગે કશું બાદ ન જતું અને તેથી તેનો હિસ્સો તો અમારા હિસ્સાથી બમણાથી વધતો. એટલે ચાર એકરના ખેતરમાંથી ખેડૂતને ૬૦૦ થી વધારે લાયર ઉત્પન્ન થતા, એ ઉપરાંત રેશમના કીડામાંથી, ગાડી ભાડે ફેરવવામાંથી અને કાંતવાવણવામાંથી જે રકમ વધારે મળે તે વધારામાં. આમ એની આવક ૯૦૦ લાયર (૬૦૦ રૂપિયા) સુધી પહોંચતી એટલે મહીને ૫૦ રૂપિયા પડતી. જમીન સામાન્ય છે, સમુદ્રની સપાટીથી એક હજાર ફીટ ઉંચાઈ ઉપર એક ડુંગરાના ઢોળાવ ઉપર આવેલી છે, અને તેની કિમ્મત આટલી છે તે મનુષ્ય અને ઢોરની મજૂરીને પ્રતાપે.

એટલે તમારા નાના ખેડૂતે પણ પોતાની અને સરસ ઢોરની મજૂરી જમીનને દેવી; તેણે પણ રેશમના કીડા ઉછેરવા, ગાડી ભાડે ફેરવવી, શાકપાનની વાડી રાખવી, ફળઝાડો રોપવાં, કાંતવુંવણવું, અને અર્ધી જમીન ઢોરના ચારા માટે રાખવી. તે જોશે કે આથી તે સુખી થશે અને તેના ઢોર પણ આબાદ થશે. જો ખેતર ચાર એકરથી પણ નાનું હશે, અને અનેક ઠેકાણે વહેંચાયલું હશે તોપણ ઢોરને ભૂખે અધમુઆં રાખવાં એ તો અયોગ્ય જ છે. તેને બદલે તો જપાનીઓ જેમ પોતાનાં ખેતર હળે ખેડવાને બદલે કોદાળીથી ખોદી નાખે છે તેમ તેણે કરવું.

મારો મુદ્દો એકંદર એ છે કે જો ઢોર પાળે તો તેણે તેને પોતાનાં બાળકોની જેમ પાળવાં જોઇએ, અને તેને દરરોજ ખોરાક મળે છે કે નહિ તેની કાળજી રાખવી જોઇએ. અને તેમ તો ત્યારે જ કરી શકશે કે જ્યારે તે પોતાની અર્ધી—

બહેતર છે કે ત્રણ પંચમાંશ—જમીન ઢોરચારો ઊગાડવાને માટે રાખશે, અને વારાફરતી એક વર્ષ ઘાસચારો તો બીજે વર્ષે અનાજ એમ વાવતો જશે. આમ કરશે તો તેને જણાશે કે એ જમીનમાંથી પહેલાં કરતાં ત્રણગણું ઉત્પન્ન ઊતરશે, અને અર્ધી ભોં ઢોરને આપ્યાથી મનુષ્યનો ખોરાક ઓછો નથી થવાનો, ઉલટો વધશે.

હિંદની ગરીબાઈ વારાફરતી પાક ઉત્પન્ન કરવાની આડે નથી આવતી. અને કાયમ એક જ પાક કરવામાં જેટલો ખર્ચ થાય છે તેથી વધારે ખર્ચ આ પાકફેરવણી કરવામાં નથી થતો. જાવામાં ડચ સરકારે લોકોને ચાબૂક મારીને ડાંગરનો પાક વાવતા કર્યા હતા. ત્યાંની વસ્તી તેમના રાજ્યમાં ૨૦ લાખથી વધી ૩ કરોડ થઈ છે, અને પ્રમાણમાં ચોખા અને શેરડીનું ઉત્પન્ન પણ વધ્યું છે. અને આ ફેરફાર કરવાને મૂડીની જરૂર નહોતી પડી, પણ માત્ર બુદ્ધિમાન્ સરકારે બળ વાપર્યું હતું. હિન્દુસ્તાનમાં અમુક વિચારો દાખલ કરવાને અને લોકો પાસે કામ કરાવવાને ચાબૂક વાપરવાનો તો સવાલ જ નથી. આપણે તો લોકોને પરાણે નથી કરાવવા માગતા, સમઝાવીને કરાવવા માગીએ છીએ. એટલે મારી આશા છે કે જે વર્ગ ખેડૂતવર્ગને દોરે છે તેઓ લોકોને સમઝાવવાની મહેનત લેશે, અને આપ જેવા આ વર્ગના આધ્યાત્મિક નેતા આ બાબતમાં પહેલ કરશે. આપ ટેકો આપશો તો ઘણો ફેર પડી જશે. દશ કરોડ અવાચક પશુ આપને દયામણી આંખે વીનવી રહ્યાં છે.